# मंत्ररहस्य स्पष्टिकरण.

अने

## ईश्वरप्राप्तिना साधनो.

મૂલ્ય રૂા. એક

ધનિહરાનંદ લલિતાનંદ પંડિત.

નાગર ફળીઆ—સુરત.

# (मंत्ररहस्य स्पष्टिकरण).

અને

## ઈશ્વરપ્રાપ્તિના સાધનો.

-:રચી પ્રસિદ્ધ કર્તા:-

કવી ઇન્દિરાનંદ લલિતાનંદ પંડિત.

નાગરફળીયા-સુરત.

સંવત ૧૯૮૩.] શ્રાવણ [સને ૧૯૨૭.

મૂલ્ય રૂા. એક.

# અનુક્રમણિકા.

## પ્રકીર્ણ વિષયો.





ॐ

# मंत्ररहस्य स्पष्टीकरण

અને

## ईश्वरप्राप्तिना साधनो.

### આમુખ.

મનુષ્યજાતિનું મન પ્રતિ ક્ષણે નવા નવા વિચાર કરે છે. અને સ્થિર વિચારને પામતું નથી. ઘડીમાં આ વસ્તુને સત્ય માને છે અને ઘડીમાં બીજી કોઇ વસ્તુને સત્યમાને છે. એ પ્રમાણે ભ્રમમાં નિશ્ચય વિના ભમ્યા કરે છે. ફાંફા મારે છે, ઉપેક્ષા કરે છે, વખતે આગ્રહી થાય છે, અને વખતે નિરાશ થઇ વાત છોડી પણ દે છે. અને કહે છે કે આ વિષયમાં એટલે ધર્મ વિષયમાં આપણને કાંઇ સમજણ પડે તેવું નથી. આવી તરેહના નાસ્તિક મનને દૃઢ નિશ્ચયાત્મક સત્ય સંકલ્પવાન અને સબળ કેવી રીતે કરવું તે બહુ કઠીન છે. જે કોઇ ઇશ્વરને માનતો નથી અને આ બધું હંબગ છે એવું બોલનારને સંધ્યા કરવાનું કહેવું એ પણ હાસ્યાસ્પદ છે. આ જગતમાં ઇશ્વર નથી એવું માનનારને સંધ્યા અને સદ્વિચારનો બોધ શા કામનો? એટલા માટે અમે તે માણસને ઉપનિષદો વીગેરે વાંચવાની ભલામણ કરીએ છીએ.

માણસને અમે એટલો બોધ કરીએ તો પણ નાસ્તિકના મન ઉપર અલુના પાંદડા ઉપરના પાણી પ્રમાણે તે મન પલળતું નથી. તેથી અમે એવા માણસને એક પ્રશ્ન પૂછીએ છીએ કે તું છે કે નથી? એનો ઉત્તર હા એવોજ આવશે. જ્યારે તું છે. તો તે ઉપરથી સિદ્ધ થાય છે કે અસ્તિત્વ એવું કાંઈ આ જગતમાં છે. કેવળ અભાવ એવી કોઇ વસ્તુ નથી. જ્યાં જોશો ત્યાં કાંઇને કાંઇ છે છે ને છેજ. હવે જે કાંઇ દીસે છે તે તો પ્રતિક્ષણ પલટાતું જાય છે. એમ સ્પષ્ટ નજરે જોતાં જણાય છે. તો તેમાં કઇ વસ્તુ સ્થિર ચિરસ્થાયી છે કે નહિ તે વિષે કાંઇ વિચાર કરીએ. તો સ્પષ્ટ માલમ પડે કે ચિરસ્થાયી એવો હું છું.

જન્મતા પહેલાં હું હતો. (ગર્ભમાં) બાલત્વ વૃદ્ધત્વ અને યૌવનમાં પણ હું છું. અને મરી ગયો તો પણ હું તો કાયમનો કાયમજ રહ્યો. હું મરી ગયો એનો શું અર્થ? તો સ્પષ્ટ જણાશે કે આ શબ પડયું છે તેનાથી અને જગતમાં બે વસ્તુ દેખાય છે-૧ ક્ષણેક્ષણે પલટાય એવી અને બીજી હમેશાં એક સરખી રહેનાર એક વસ્તુ છે,

એક દિવસે એક સદ્‌ગુરૂ પ્રબોધ કરતા હતા તેનું ભાષણ સાંભળવા માટે હું થોડીવાર ત્યાં બેઠો. સદ્‌ગુરૂ બોલ્યા કે જે અવિદ્યા ગ્રસિત્ ચેતન છે. તેને શાસ્ત્રકારો જીવ એવી સંજ્ઞા આપે છે. તે અસ્થિર મનનો હોય છે. અંધારી રાતે કોઇ આંધળો આંખે પાટા બાંધી મુશળધાર વરસતા વરસાદમાં અને અંધકારમાં ભયાનક ફાંફા મારે છે તે પ્રમાણે આ સંસારમાં જીવની દશા છે. એવા માણુસને કોઇ ફાનસનું અજવાળું લઇ હાથ પકડીને એકાદ મહેલમાં બેસાડી આરામ આપે તેવી રીતે સદ્‌ગુરૂ અને શાસ્ત્ર છે. કે જેથી પાંચ પ્રકારની અવિદ્યા નાશ થઇ મન સત્યમય સબલ દૃઢ અને સ્થિર થાય છે. માટે સદ્‌ગુરૂ શાસ્ત્ર અને ઇશ્વરને શરણે જવું. પાંચ પ્રકારની અવિદ્યાથી જન્મ મરણુની સંસૃતિ થાય છે. ભેદ ભાસે છે. અને ઉત્તમોત્તમ જન્મ ન થતાં અધોગતિ અને પરાજય થતો જાય છે. તેથી કરીને તે અટકાવવા માટે વારંવાર વિચાર કરવો અને **वृत्ति सारुप्य मित्त रत्र** એ યોગશાસ્ત્રના સૂત્રનો આશય સમજવો અવશ્ય જરૂરનો છે. એ વિચાર અમારા પાંતજલ યોગશાસ્ત્રની ટીકામાં સવિસ્તર દર્શાવ્યો છે. તેથી અત્રે પિષ્ટ પેષણ કરતા નથી. તે ઉપરથી સમજાશે કે માણુસને સંધ્યા પૂંજા પંચમહાયજ્ઞ ઇત્યાદિ નિત્ય ઉપયોગી કર્મોની અવશ્ય જરૂર છે. તેથી અમે આ ગ્રંથ અમારી બુદ્ધિ અનુસાર વિદ્‌જનોના ચરણાર્વિંદમાં સવિનય મૂકીએ છીએ. ૐ તતસત્ બ્રહ્માપર્ણમસ્તુ.

---



આ જગતની વિચિત્ર રચના નિરિક્ષણ કરતાં વિચારશીલ માણુસને સહજ માલમ પડશે કે તેમાં અત્યંત બુદ્ધિબળ સમાયલું છે. તે સહેતુક છે. તેમાં નિયમ છે. તેનામાં અમુક કાર્ય કરવાની શકિત છે. તેમાં કોઇ પ્રકારની હદ અથવા અટક પણુ છે. ઇત્યાદિ ઇત્યાદિ.

સર્વ શાસ્ત્રના નિયમો જોતાં વિજ્ઞાન શાસ્ત્રો અને વિદ્યાઓ એક જાતનું હમ્મગ છે એવું માનનાર મૂર્ખ સિવાય બીજો કોઇ નથી. દાખલા તરીકે આપણે વ્યાકરણ શાસ્ત્ર લઇએ તો તેમાં પ્રથમ વિભકિતમાં કર્તા આવે છે. કર્તા ક્રિયા કરે છે અને ક્રિયાથી કર્મ થાય છે. એ બીજી વિભકિત થઈ. હવે ક્રિયા કોઇ પણુ સાધનથી થાય છે. તો તે ત્રીજી વિભકિત થઇ—તે કોઇને અર્થે થાય છે એ ચોથી વિભકિત. તે કોઇ દિશા કાળ દેશ ઇત્યાદિમાં થાય છે. તેનો કોઇ માલિક છે એ પાંચમી. અને છઠ્ઠી વિભકિત થઇ. તે કોઇ

સ્થળમાં થાય છે. એ સાતમી વિભક્તિ થઇ અને જો કરનાર ને તેને બુમ પાડીને બોલાવવો હોય તો સંબોધન પણ તેમાં સમાયલું છે જો ક્રિયા છે તો ક્રિયાનો શબ્દ પણ તેમાં આવી જાય છે તેના ગુણ અને સંખ્યા બતાવનાર કંઇ વિશેષણ છે. ઇત્યાદિ ઇત્યાદિ આ એકજ શાસ્ત્ર ઉપરથી મનમાં નકકી થઇ જશે કે નિશ્ચયાત્મક બુદ્ધિ કરવા માટે, વિજય સંપાદન કરવા માટે, ફળ પ્રાપ્તિ અને સુખ માટે શાસ્ત્ર વિના બીજો કોઇ માર્ગ નથી. માટે જો શાસ્ત્રનું અવલંબન થાય તોજ નિશ્ચયાત્મક બુધ્ધિ થઇ શકે છે. અને તેને જણાવનાર ગુરૂ કહેવાય છે. આ ઉપરથી સર્વ શાસ્ત્ર સંબંધી સમજવું. ગ્રંથ વિસ્તાર ભયે વધુ લખતા નથી. અમારા અન્ય પુસ્તકોમાં તેનું વર્ણન છે તે ત્યાં જોઇ લેવું.

એક નાસ્તિક માણસે વિચાર કર્યો કે વેદ ધર્મ મને સારો લાગતો નથી. અને એમાં બહુ ગુંચવડો છે. માટે જો કે મારો જન્મ બ્રાહ્મણની કોમમાં છે. તે છતાં વામીના પંચમકારનો સ્વાદ મને છૂટતો નથી. અને તેજ સારો લાગે છે. માટે એવો કોઇ ધર્મ હોય તો તે પાળું. માણસ જનમંડલના આશ્રય વિના રહી શકતો નથી. અને જે ધાર્મિક નથી એવું કહેવાય છે તેને તો લોકો ગેર આબરૂદાર પાપી અને ખરાબ ગણે છે. માટે કોઇ મંડળમાં ભરાઇને મારે ઇશ્વરના ઢોંગ તરીકે રોળ તો ઘાલવોજ જોઇએ. મુસલમાન થાઉં અને સુન્નત કરાઉં તો ઘણી બાયડીઓને પરણવાનું મળે. પણ તે ધર્મનું રાજ્ય અત્રે નથી. એટલે ધર્મ આશ્રય વિનાનો લુલો પાંગળો છે. ખ્રિસ્તી થાઉં અને યુરોપીયન બની જાઉં તો કાગડાએ મોરના પીંછા ખોસ્યા હતાં તે પ્રમાણે તે કાગડાને કાગડાઓએ પોતાની ટોળીમાંથી બાતલ કીધો અને મોર લોકોએ ધુતકારી કાઢયો, એટલે ત્રિશંકુવત ગતિ થઇ. માટે હવે આર્યસમાજી થાઉં, પ્રાર્થનાસમાજી થાઉં કે બ્રહ્મો થાઉં. એમાંનું પણ કાંઇ સુઝતું નથી. આ પ્રમાણે વિચાર કરતાં કરતાં પછી જ્યાં નાં ત્યાં એમ બ્રાહ્મણ થવું એજ ઠીક છે. એવું સુઝયું. પણ બ્રાહ્મણમાં પાણીની ઢોળાઢોળ ઘણી, જનોઇ પહેરવું પડે, લંડનમાં કોઇ કંપનીએ જનોઇની દુકાન કાઢી નથી. અને છચોક પાઉં બીસકીટ ઉડાવાય નહિ, દેશાટન માટે કાંઇ હિંદુશાસ્ત્રમાં પ્રાયશ્ચિત નથી. પણ એથી ઉલટું દેસાટન આર્ય લોકોએ કર્યાં છે. ત્યારે પ્રાયશ્ચિત શેનું ? તે અભક્ષ્યા ભક્ષ્યનું હોય એમ જણાય છે. ત્યારે શું કરવું એવી રીતે વિચારમાંને વિચારમાં તે ભમ્યા કર્યો. અને કોઇ રસ્તો સુઝયો નહિ. અને વિચારની ઉપેક્ષા મૂકી તે બંધ પાડવા માટે બોલબેટ અને ક્રીકેટ રમવા ગયો અને રાત્રે ઉંઘ ન આવે તેથી નાટક જોવા ગયો.

આ પ્રકારના અસ્થિર ચિત્તવાળા મનુષ્યોને સ્થિર કરવા માટે આ પુસ્તકની રચનાનો ઉદ્‌ભવ છે.

---

નાગરો અને બીજા શુધ્ધ બ્રાહ્મણો સિવાય આ કળીકાળમાં એટલે વિપરીત સમયમાં કે જે વખતે સાઇકલોનના (આંધી વંટોળીયો) વાવાઝોડામાં પવન અને પાણીની સામે જનસમુદાયને ઉત્તમ ગતિએ પહોંચાડવા માટે મુખ્ય કયું સાધન છે? એ ઉપર વિચાર ચલાવતાં કેળવાયલા અંતઃકરણને સહજ જણાઇ આવશે કે પ્રત્યેક પ્રગતિનું મુળ અને પરિણામનુ મુળ, તે એકજ છે. પરંતુ સર્વ સુખ સર્વ સંપત્તિ, અને સર્વ પ્રગતિ મળે એવું સાધન ધર્મ કે જે સર્વ ઉચ્ચ પ્રગતિનાં સમુદ્રરૂપ ધારેલે બંદરે વહાણને ગંતવ્ય માર્ગે દોરવી પહોંચાડનાર પ્રેરક પ્રભુ વિના બીજો કોઇ પણ માર્ગ નથી એ સહજ સમજાશે.

## ઋગવેદ સ્વસ્તી વાંચનનો મંત્ર.

આમાં લખ્યા મુજબ तमिसानं जगतस्तथुष स्पतिं धियंजीन्व मवसे हुमहे वयम

આ મંત્રનો અર્થ એ છે કે તે શંકર સ્થાવર જંગમ જગતનો પાલનહાર અને સદ્‌બુદ્ધિનો પ્રેરક જે ઇશ્વર છે. તેને અમે પુકારી અમારા રક્ષણને માટે આવાહન કરીએ છીએ.

બ્રહ્મ સર્વત્ર વ્યાપક હોવાથી તેનું તો આવવું અને જવું એ વાત અસંભવ છે, ત્યારે આવનાર અને જનાર કોઇ વિશ્વનો અભિમાની (શંકર અથવા ઇશ્વરઆદિ છે.) તો તેની ઉપાસના કરવાની છે. અને તેનું આવાગમન સંભવે પણ છે. તેમજ સંધ્યામાં પણ ધ્યાન કરવાનું છે. તે અને દર્શન કરવાનું છે તે બ્રહ્મ નથી પણ બ્રહ્મરૂપી જે સુર્યનારાયણ છે. તેનું ધ્યાન ધરી દર્શન થાય છે. માટે સુર્યરૂપ બ્રહ્મદ્વારા પરબ્રહ્મ જે નિર્ગુણ સ્વરૂપ છે તે ફળ આપે છે. તેથી સંધ્યા અને ગાયત્રી પુરશ્ચરણની જરૂર છે.

એટલા માટે નિશ્ચય વિનાના નવીન ઉછરતા બાલકોને ઉચ્ચ પ્રકારનું શિક્ષણ એટલે કે ધર્મનું શિક્ષણ મેળવ્યા વગર કંઇપણ પ્રગતિ થાય એવું લાગતું નથી. આધુનિક શિક્ષણનો ક્રમ તો એવો રાખવામાં આવ્યો છે કે તેમાં વિદ્યાર્થીને ફલાણા દેશમાં આમ થયું અને તેમ થયું એવું ઇતીહાસનું અને ભુમિતીના પ્રમાણોનું જ્ઞાન આપવામાં આવે છે. પણ સર્વના આધારરૂપ સ્થાન જે ધર્મ તેને તો સમૂળ વિસરી જવામાંજ આવ્યો છે. વિદ્યાર્થીની

ધર્મભાવના દિવસે દિવસે નષ્ટ થતી જાય છે. અને એ રીતે આપણી સનાતન સત્યમયી સંસ્કૃતિ ઉપર જાણે અજાણે પણ હુમલા થતા રહે છે. ધર્મની બાબત આવતાં તરતજ કહેવામાં આવે છે કે આપણે તે ધર્મને શું કરવો છે? એ તો ઘરડાઓનો ધર્મ. વર્તમાન સમયમાં તો જેમ બને તેમ અનુકૂળતા જોઇએ. અને ઐહિક તૃપ્તિના સાધનોની વિપુલતા જોઇએ કે જેને પ્રાપ્ત કરવાથી વાહવાહ કહેવાય. આવા મનુષ્યોની ધર્મભાવના જાગ્રત થાય, તેઓ ધર્મના યથાર્થ રહસ્યને વિચારે અને સનાતનસત્ય સંસ્કૃતિ કે જેની પૂર્વકાળમાં મીસર અને યુરોપમાં નામના હતી. અમેરિકાની પ્રજા પણ જેના જ્ઞાન ઉપર મુગ્ધ છે. તેને દીપાવે તે અર્થે આ લઘુ પુસ્તકની યોજના અમે કરી છે. આપણી સનાતન ક્રિયાના શું રહસ્યો છે. તે કયા કયા લાભને આપે છે. તે સર્વ સરળતાથી ઇશ્વરકૃપાથી આ પુસ્તકમાં આપવા અમારી ઇચ્છા છે.

કઠ ઉપનિષદમાં પ્રેયશ્ચ–શ્રેયશ્ચ–ઉમેo એ શ્રુતિથી લખ્યું છે કે વગર કેળવાયલા મનની ઇચ્છા પ્રેય ભણી દોડે છે. કેળવાયલા અંતરની મતિ કે જે આ સંસારમાં સર્વ કર્મ કરવાનું કરાવનારૂં એક સુકાન સમાન છે. તે બુદ્ધિને સુધારવી એ પ્રથમ કર્તવ્ય તરફ વળે છે. અને તેના સંસ્કાર નહાની વયમાંજ પડે છે. અને મ્હોટપણે તેજ સંસ્કારો ઉદય પામે છે. દૃષ્ટાંત તરીકે તોપના ગોળાની સામે ધસનાર હિંદુસ્તાનનો કમાન્ડરઇનચીફ લોર્ડ કીચનેર બીલાડીથી બ્હીતો હતો. કારણ કે તેણે બીલાડીને ઉંદર મારતા જોઇ તેથી એને ભાવના એવી બંધાઇ કે બિલાડી મહા જોરાવર અને પ્રાણઘાતક પશુ છે માટે તેથી બ્હીતા રહેવું ઇત્યાદિ અનેક દૃષ્ટાંતો છે.

સ્વભાવથીજ જે પ્રમાણે ઉંચે ઉછાળેલો કાંકરો પોતાની મેળેજ ગુરૂત્વાકર્ષણવડે ખેંચાઇને નીચે પડે છે તે પ્રમાણે બાળકની બુદ્ધિ નીચે નીચેનાં અધોગતિ કરાવનાર પદાર્થો ભણી દોડે છે અને તેનું સુખ મેળવવા મથે છે. તેમાં નિષ્ફળ થાય છે કારણ કે તે અંતવાન છે અને સ્વભાવથીજ અધોગતિ કરાવનાર છે. હવે અમે શ્રેય વિષે કંઇ કહીએ છીએ. શ્રેય કર્મ કેટલાંએક કષ્ટે મનને રોકી દિવસાનુ દિવસ માનસિક ઉન્નતિ કરાવનાર, નીડર બનાવનાર આનંદરૂપ પુષ્ટિ આપનાર, સીધો સરળ અને શાંત ગંતવ્ય પંથ છે. અને તેનું નામ ધર્મ છે. જે કાંઇ નીચે પડતી વસ્તુને વચમાંથી પકડીને ધરી રાખે અને નીચે પડવા ન દે તેનું નામ ધર્મ પછી તેને વિદ્યા કહો, આત્મવિદ્યા કહો અથવા જ્ઞાન કહો–અથવા પ્રજ્ઞાન કહો એ સર્વ પર્યાયો ધર્મ શબ્દમાંજ સમાયલા છે.

અવિદ્યા એટલે ઉંધી સમજ. ઉંધી સમજથી માણસ આંધળો જે પ્રમાણે રસ્તામાં દોડી કાદવ કચરામાં પડે તેમ અફળાય છે તે અવિદ્યાનું ફળ છે- એ માટે વેદનું પ્રમાણ અમે આપીએ છીએ.

यस्य छाया मृतं यस्य मृत्यु कस्मैय देवाय०
स्त्रर्यंयस्यञ्च केवलं तस्मै ज्येष्ठाय ब्रह्मणेनमः ॥

ઇત્યાદિ અર્થાત્ જેની કૃપાથી સર્વ સુખ આયુષ્ય અને પ્રગતિ મળે છે. અને જેની કૃપા વિના નિષ્ફળતા દુઃખ દારિદ્રય કલિકલેશ ઉત્પન્ન થઇ અધોગતિ થાય છે. એવા બ્રહ્મ એટલે જેમાં અનેક પ્રકારની મહાન દિવ્ય શકિતઓ રહેલી છે તેને છોડીને બીજી કઇ વસ્તુનો વિચાર અમે કરીએ? અમારૂં કર્તવ્ય તો તેનોજ વિચાર કરવાનો છે.

બ્રહ્મની શકિત એકજ અને એવી છે કે તેમાંથી સર્વે વસ્તુઓ ઉત્પન્ન થાય છે. અને સર્વે મનઃકામનાઓ સિદ્ધ થાય છે. સર્વ સુખની ખાણ અને આનંદ શાંતિ અને જ્ઞાનનો સમુદ્ર એવી એક ચિતિશકિત ચૈતન્ય શકિત છે તે સર્વ નિયામક, સર્વ પ્રશાસતા, સર્વ કર્મ ફલપ્રદ, સર્વાચાર સર્વ નિયંતા સર્વ સ્વામીત્વ ઇત્યાદિ પ્રાપ્ત કરાવે છે. એ શકિતને છોડી દઇ જે કોઇ અન્ય માર્ગ અવિદ્યાત્મક છે તે મિથ્યા સમુદ્રનું જળ વલોવી તેમાંથી માખણ મેળવવાના યત્ન જેવી ફોગટ ફાંફા જેવો છે. પછી તે સ્પેનસર સાહેબ જેવો મહા વિદ્વાન હોય તો પણ તેની કિંમત કોડીની છે.

જાપાનના ઇતિહાસ ઉપરથી જણાય છે કે તેઓની ઉન્નતિ ૨૦ વર્ષ દરમ્યાનમાં થઇ છે. યુરોપી મહારાજ્યોની સામે ટક્કર લેવા સામર્થ્યવાન થયું તેનું કારણ એકે જાપાન સ્વતંત્ર રાજ્ય હતું. તેની કેળવણી પોતાના હાથમાં હતી. તેમનો દેશ તેમની પાસેથી વિદેશી વિધર્મીઓએ હથીયાર ખુંચી લઇ પોતાને ફાવતા કાયદાઓ ઘડયા ન હતા દેશોદેશ મુસાફરી કરી ત્યાંના હુન્નરકળા સૈન્યની વ્યુહ રચના વીગેરેનો અભ્યાસ કરી પોતાના દેશની ઉન્નતિ કરી પોતાના ધર્મ છોડયો ન હતો. જે કોઇને અમારા ઉપરના લેખમાં દિન દિન પ્રત્યે ઉન્નતિના માર્ગમાં ગંતવ્ય, કૃતવ્ય અને મંતવ્ય વિષે, અને ઇશ્વરના અસ્તિત્વ વિષે, અને તેની સહાયતાથીજ પ્રગતિ વિષે શંકા હોય તેણે ધ્યાન પૂર્વક અમારા બ્રહ્મસૂત્ર, પાતંજલ યોગદર્શન, રૂદ્રાધ્યાય તથા કાવ્યાનંદ નિધીના વિવિધ ભાગો વાંચવા.

પ્રથમ બાલિકા અને બાલકોને અને વિધવા વિધુર કુંવારા પરણેલા ગૃહસ્થોના ધર્મ કર્મ અને શિક્ષણ ટુંકામાં આપીએ છીએ. તે અમારા દેશની પ્રજાને વિધર્મી વિદેશીઓની સંગતના દુરાચારથી નિરકુંશતા પ્રાપ્ત થઇ અવનતિને માર્ગે જતા અટકાવે એ અમારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

## બાલકોને બોધ.

અસલમાં નીચે પ્રમાણે આગલા મહેતાજીઓ કરતા હતા.

૧ સવારમાં વહેલા ઉઠવુંજી
૨ માને પગે લાગવુંજી
૩ પિતાને પ્રણામ કરવાજી
૪ દાતણ પાણી કરવાજી
૫ નાહિ ધોઇ રામ નામ લેવુંજી
૬ કકડોકોર ખાવુંજી
૭ નિશાળે ભણવા જાવુંજી.
૮ ગુરૂની આજ્ઞા પાળવીજી.
૯ બેસ કહે ત્યાં બેસવુંજી.
૧૦ ઉઠ કહે ત્યાં ઉઠવુંજી.
૧૧ ગુરૂની શિક્ષા સુણવીજી.
૧૨ સચોટ ધ્યાને ધરવીજી.
૧૩ ભણતાં વાત કરવી નહિ.
૧૪ વાત કરે તો ખોટ પડે.
૧૫ ખોટ પડે તો ચાબુક વાગે,
૧૬ ચાબુક વાગે વાંસો ભાગે.
૧૭ નિશાળમાંથી નિસરી, જવું પાસરૂં ઘેર.
૧૮ કુસંગત કરવી નહિ,
૧૯ ભણ્યા ગણ્યા કે સુખિઆ થયા, વગર ભણ્યા તે દુખીઆ રહ્યા,
ધર્મ નીતિથી સ્વર્ગે ગયા, જે સદા એ સુખમાં રહ્યા.
વ્યસની લંપટ નીચા ગયા, તરતાં નર્કે જઇને રહ્યા.
એટલી શિખામણ આપવે કાજે.

આ બદલ વેદશાસ્ત્ર અને પુરાણના અનેક પ્રમાણો છે. ગ્રંથ વિસ્તાર ભયે અત્રે તે આપ્યા નથી.

નાગર અને બીજા ત્રણુ વર્ગની સ્ત્રીઓ અને પુરૂષો બ્રાહ્મમુહુર્તમાં ઉઠી ગોદોહન પંચમહાયજ્ઞ, શિવપૂજન, ઇત્યાદિ કરતી હતી. અને સૂર્યોદયે તેથી ફારગ થઇ સાસુ સસરા અને બાળકોની માવજત કરી તેમને શિક્ષણ આપતી, રાંધતી બાળક, ઘરડાં, અને પતિને ભોજન આપી જપ તપ અને વિદ્યાભ્યાસ કરતી તેને બદલે વિધર્મી વિદેશીથી બગડી ગયલા વાતાવરણુના પરમાણુઓ નાસિકાદ્વારા તેના હૃદયમાં પ્રવેશી કુત્સિત વિચાર કરવા માંડયા. તેથી કલિયુગમાં યુગ માહાત્મ્ય પ્રમાણે સોબત તેવી અસર હુકમ તેવી તાસીર અને રાજા તેવી પ્રજા થઇ ધર્મ કર્મો વિસારે પડવા માંડયા બાઇ તો દારૂ પીને બાર વાગ્યા સુધી રાતના જાગે અને સવારે આઠ વાગે ઉઠે. ઉઠતાની સાથેજ ચાહ અને બીસ્કીટ માગે અને ચાહમાં ઇનવેલીડ પોર્ટ નાંખે ત્યારે જાગ્રતિ આવે અને રસોડામાંથી મુરઘીના માંસની ગંધથી ઘરના સર્વ પરમાણુંઓ નાસિકાદ્વાર હૃદયમાં પેશી નિર્દયતા ફેલાવે છે. અને અનિશ્વર ભાવ પેદા કરાવે છે. અરબસ્તાન જેવા રેતાળ દેશમાં જ્યાં અન્ન અને પાણી મળવાની અતિશય મુશ્કેલી છે ત્યાંના લોકો નાછુટકે વગર ભલે માંસનો આહાર કરે પણુ આ ગુજરાત જે અન્ન જળથી ભરપુર છે ત્યાંના દ્વિજ વર્ગોમાંના કોઇ કોઇ અમેરિકાના ગૌમાંસના સડી ગયલા ડબ્બા ચટા ચટ ઉડાવી જાય એ અત્યંત શોચનિય લાગે છે.

અમે મરણુક્રિયા જન્મમરણુ અમુક પરિસ્થિતિમાં મુકાવું, પુનર્જન્મ થવો, શ્રાદ્ધાદિક કર્મ કરવાં અડતાળીશ સંસ્કાર સમયે સંસ્કારો કરવા, ઇત્યાદિ વિષય ઉપર વેદની સંહિતાના પ્રમાણો આપી કેટલુંએક જાહેરમાં મુકવા ધારીએ છીએ તો પણુ ગ્રંથ વિસ્તારભયે અમે તે અત્રે આપી શકતા નથી. છતાં મરણાન્તર ગતિ વિષે કઇક બોલીએ છીએ.

જન્મ થવો અને ક્રમે ક્રમે તેની વૃદ્ધિ, ટકી રહેવું, એટલે જીવવું, ક્ષીણુ થવું રોગાદિક ઉત્પન્ન થવા, વાર્ધક્યમાં અશક્તિ અને મરણુ ઇત્યાદિ થવાં આપણે અમર રહીશું એમ જાણી મોતની ઉપેક્ષા કરી નિર્ભયતાથી ફરતા હતા પણુ પ્રતિક્ષણે આયુષ્ય વહેતું જાય છે અને મરણુ આવી પહોંચે છે. અને એ મરણુરૂપ મહામુર્ચ્છા થઇ ત્યાર પછી શું થાય છે. તે વિષે કાંઇ જાણુવામાં આવતું નથી. દેહની રાખ વિષ્ઠા કે મીટ્ટી થઇ જાય છે એ તો પ્રત્યક્ષ જણુાય છે. પણુ દેહમાં એવું કયું તત્વ હતું કે જે જેના જવાથી દેહની આવી દશા થાય છે. એ વાત તો કોઇના જાણુવામા આવતી નથી. ત્યારે હવે કરવું શું ?

આ બાબદ ઉપર વિચાર કરવાવાળા આ અદ્રષ્ય વિષય ઉપર જે પોતાનો અનુભવ કહે છે તે ઉપર અને શાસ્ત્ર ઉપર વિશ્વાસ રાખ્યા વગર નિશ્ચય થાય એવું નથી. વિદ્વાન લોકો કહે છે કે છેલ્લો આચકો આવી દેહમાંથી જીવ નીકળી જાય છે અને તે પોતાની સાથે પંચપ્રાણ પંચ જ્ઞાનેંદ્રિયો અને કર્મના સરકાર અવિદ્યાઆદિ તેની સાથે જાય છે.

પ્રથમ આ વિષયમાં એક દ્રષ્ટાંત આપીએ છીએ. દેહરૂપી પથરો ક્રિયા રૂપી ગલોલમાં ઘરઘર ફેરા ફરતો કર્મનો વેગ એકઠો કર્યા પછી એક આચકાની સાથે ગલોલમાંથી બહાર નીકળી વાતાવરણમાં થઇ એક ભીંત સાથે અફળાય છે. તેજ પ્રમાણે જીવની ગતિ થઇ તે પાછો પ્રતિવેગરુપ જેમ પથરો પાછો આવે તેમ આપણા ઉપરજ આવે છે. તે અનુસાર પુર્નજન્મ થાય છે એવી આપ્ત જનોની માન્યતા છે.

દેહરહિત થયલો જીવ વાતાવરણમાં જાય છે તે વખતે તેની દશા કેવી હોય છે. એ વિષય ઉપર વિચાર ચલાવતાં અનુભવ સિધ્ધ થાય છે. કે જીવ એ ચેતન સ્વરૂપ છે. તેનું ઉપલુ આવરણ જે નાળીયરના ઉપલા છોડાં જેવું છે તે બળી ગયા પછી નાળીયેર શેષ રહે છે. અને તે નાળીયેરને પૃથ્વિમાં દાટી તે ઉપર વરસાદનું પાણી સિંચાય તો ફણગો ફુટી પાછું નાળીયરનું ઝાડ ઉત્પન્ન થાય છે. નાળીયરનું કાચલું અંદરનું કોપરૂં અને તે કોપરાને પેદા કરનાર અંદરનું મીષ્ટ જળ છે. અને તે જળમાં મુળ થડ પાંદડા અને ફળ થવાની શકિત છે એ પ્રત્યક્ષ જણાય છે. ગુરૂ અને શાસ્ત્ર તથા આપ્ત વર્ગો પોતાનો અનુભવ એમ કહે છે કે મરણ પછી જીવને પ્રેત અવસ્થા પ્રાપ્ત થાય છે. આ પ્રેત અવસ્થા એક કલેશ અને દુઃખ ભોગવવાનું શરીર છે. તેને સ્થુલદેહ નથી. તેથી તેને ભૂખ લાગતી નથી. રોગ થતા નથી. ઉંઘ આવતી નથી. મ્હોડા વિના ખવાતું નથી. ક્રિડા થતી નથી. અને સદોદિત ભય અને જેવા સંસ્કાર હોય તેવી વાસના માત્ર ઉદ્દભવે છે. એ પ્રેતત્વનું નિવારણ પુત્ર જ્યારે ષટપીંડથી માંડીને એક વર્ષ સુધીની ક્રિયા કરે છે ત્યારે તે પ્રેતત્વથી મુકત થાય છે. અને અનેક સ્થંલાતર કરી દેશકાળ અને પરિસ્થિતિમાં જન્મ લે છે એ વિષે અમે વિસ્તાર ન કરતાં વેદાંત શાસ્ત્ર અને વેદમાં આપેલી શ્રુતિઓને વાંચવા ભલામણ કરીએ છીએ.

આ ઉપરથી વિચારશીલ માણસને સંધ્યા, શ્રાધ્ધ, વૈશ્વદેવ ઇત્યાદિ પંચ મહાયજ્ઞને કરવાની કેટલી બધી જરૂર છે અને તેની ઉપેક્ષા કરવી એ કેટલું બધું અઘટીત છે એ સહજ સમજાશે.

ઘડીયાળમાં જોઇ ઓફીસનો વખત થઇ ગયો એમ કહી હાંફલો ફાંફલો ભુખ્યો ને તરસ્યો, ઓફીસમાં જાય બપોરે હોટલમાં જીંજંર વાઇન સોડા લેમન વીગેરે ઢેડ ભંગીના ઓટેલા શીશાઓ અને મુસલમાનનું પાણી અને આઇશક્રીમ ખાવા મંડી પડે છે. સાંજે હવા ખાવા જાય એટલે બાઇની જીંદગીનું કર્તવ્ય પુરૂં થાય છે. એવી કેટલાએકની હાલત થઇ પડી છે.

વિષ્ણુ પુરાણમાં લખ્યું છે કે બ્રાહ્મમુહુર્તમાં ઉંઘવાથી પુણ્ય નાશ પામે છે. તેમજ નીતિ શાસ્ત્રમાં પ્રાતઃકાળે સંભોગ કરવાથી પ્રાણનો વ્યય થાય છે છે અને જલદી મરણ આવે છે તેથી તે વર્જ કરવાં.

**प्रातकालेश्च मैथुनं सर्सेप च गृहवास: मरण पेवच न संशय ॥**

શૌચ સ્નાન કરી એક આસનપર સ્થિત થઇ ભસ્મ, રૂદ્રાક્ષ તીલક કરવાં

અને આચમન પ્રાણાયામ કરવો. પુરક એટલે જોરથી સ્વચ્છ હવા ફેફસામાં લેવી. રેચક એટલે બીજા નસકોરામાંથી ધીમે ધીમે લીધેલી હવા બહાર કાઢવી એટલે રોગ, દુષ્ટ વિચાર અને પાપો નિવૃત થશે અને કુંભક પ્રાણાયામ એટલે થોડીવાર તે શ્વાસને ફેફસામાં રોકી રાખવો. જેટલી વાર સ્વચ્છ હવા રોકાયલી રહે છે. તેટલો વખત શરીરનો ઘસારો બંધ પડે છે. અને બ્રહ્મદશા પ્રાપ્ત થઇ મન સ્થિર થાય છે.

જ્યારે જનોઇ તુટી જાય છે. ત્યારે જનોઇ બદલવાનો નીચે પ્રમાણે મંત્ર છે

આચમન પ્રાણાયામ કરી નવું યજ્ઞોપવિત જમણા હાથમાં લઇ ધોઇ નાંખવું. ધોઇને હાથના અંગુઠામાં ભેરવી તેને હથેળીના સંપુટમાં મૂકવું અને

**ॐ यज्ञोपविसं परमं पवित्रं प्रजापतेर्यत्सहजं पुरस्तात आयुष्य मग्र्यं प्रति मुच शुभ्रं यज्ञोपवितं बलमस्तुतेज: यज्ञोपवितमसि यज्ञश्चत्वा यज्ञोपवितेनोपनह्यामि ॥**

આ પ્રમાણે મંત્ર ભણી પ્રથમ જમણો હાથ જનોઇમાં ભેરવવો. અને પછી પહેરી લેવું.

જીર્ણ જનોઇ **एता वाहिन पर्यतं ब्रह्मत्वं धारितं मया जीर्णत्वात त्वत्परित्यागते गच्छ सूत्र यथा सुखं ॥** આ મંત્ર ભણી ત્યાગ કરવું.

**અપોસન** વિધિ સર્વત્ર વ્યાપક એવું બ્રહ્મ તેને સાક્ષી રાખી તેની જે જે દિવ્ય શકિતવડે આ અન્ન ખાવા હું પામ્યો છું. તેને બલિદાન આપી હું અન્ન ભક્ષણ કરી મારા પ્રાણનું રક્ષણ કરૂં છું. એમ કહી હાથમાં પાણી લઇ

**सत्यं त्वर्तेन परिषिंचामी॰**

**ॐ भूपति नमः** (રાજા) **ॐ भूवनपते नमः** (ઇંદ્ર) **ॐ भूतानामापतयते नमः** (ઇશ્વર)

આ ત્રણ મંત્ર બોલી ત્રણ અપોસનની ઢગલી કરવી **ॐ सर्वेभ्यो भुतेभ्योनमः** એમ કહી ચોથી ઢગલી મુકવી. **अमृतो पस्तर्णमसि स्वाहा** એમ કરી એક આચમન કરવું અને **ॐ प्राणाय स्वाहा ॐ अपानाय स्वाहा** ૨ **ॐ व्यानाय स्वाहा** ૩ **ॐ उदानाय स्वाहा** ૪ **ॐ समानाय स्वाहा** એમ કહી પાંચ કોળીયા ખાવા જમી રહ્યા બાદ **अमृतोभि धानमसि स्वाहा** એમ કહી આચમન લેવું આથી કરીને જમનારો માણસ ચોરીને ખાનાર ઠરતો નથી અને પ્રાણનું રક્ષણ થાય છે.

એજ પ્રમાણે પંચમહાયજ્ઞ, હોમ, તર્પણ, દેવોને બોલાવવા દેવયાન પિતૃયાન માર્ગ લોક લોકાન્તર માર્ગ, લગ્ન ઇત્યાદિ અનેક વિષયો ઉપર જાણવાનું છે. તે તેતેવિષયના ગ્રંથોમાં જોઇ લેવું. અત્રે લખતાં ગ્રંથ વિસ્તાર થાય માટે લખતા નથી.

બ્રાહ્મણનું પેટ ભરવાનું કર્મ કેવળ સાત્વિક વૃત્તિ ધારણ કરી સાદાઇમાં જીવન ગાળવાનું છે. અને મરણાન્તે મોક્ષ મેળવવાનું છે. ક્ષત્રીયનું કર્મ લોક રક્ષણ કરી પ્રાણી માત્રને અભય આપી રાજસેવા ઉઠાવી પેટ ભરવાનું છે. વૈશ્યનું કર્મ, ગાય ઢોર ખેતી વ્યાપાર દુકાનદારી કરવાનુ છે. અને તે દ્વારા પેટ ભરવાનું છે. અને શુદ્રોનું કામ આ ત્રણે વર્ગોની સેવા કરી પેટ ભરવાનું છે. વિશેષ વિસ્તાર ભગવદગીતાના ૧૮માં અધ્યાયમાં જોઇ લેવો.

જ્યારે આપણે રશિયાના ઝારને કંઇ કાર્ય સિદ્ધિ માટે આપણે ઘેર બોલાવવો હોય તો તેને આવજો એમ પોકાર કરવા માત્રથી તે કાંઇ આવતા નથી પણ જો આપણે આપણા કર્મવડે રશિયાના ઝાર કરતાં વધારે સામર્થ્ય પ્રાપ્ત કર્યું હોય તો તેની મુલાકાતે બોલાવીયે તો તે આપણી મિત્રાચારી કરવાની ઇચ્છાથી આવે છે. અને આપણું કાર્ય પણ સિદ્ધ કરી આપે છે. ઋગ્વેદમાં પ્રથમ અગ્નીની સ્તુતિ કરતાં એવું લખ્યું છે. **देवो देवे भि रागतम॰**

આપણે દેવ જેવા થઇ દેવને બોલાવીએ તો તે અગ્નિ બીજા દેવોને સાથે લઇ આવે છે. એ કોઇ સહજ બોલાવે આવતા નથી માટે મંત્રદ્વારાએ જેણે અગ્નિને વશ કર્યો છે તેનેજ વશ થઇ અગ્નિ દેવવર્તે છે. દષ્ટાંત તરીકે વશિષ્ઠ જેવા જીવન્મુક્ત પુરૂષે પણ દશરથ રાજાને પુત્ર કામેષ્ટિયજ્ઞ કરવા માટે હિમ્મત ધરી નહિ. પરંતુ સર્વ ઋષિઓમાં શ્રેષ્ઠ એવા શૃંગીઋષિને સાધ્ય

અગ્નિ છે એમ જાણી તેમને હાથી અગ્નિને બોલાવી યજ્ઞ કર્યો. માટે જેને જે દેવનો મંત્ર સિદ્ધ થયો હોય તેનાથીજ તે દેવ આવે છે અને કાર્યની સિદ્ધિ કરે છે.

અંતઃકરણમાં સદ્‌બુદ્ધિની પ્રેરણા કરનાર તેજ છે એ તેજ આત્મજ્યોતિનું છે. અને તેનો અંશ સૂર્યદ્વારાએ પ્રત્યક્ષ દીશે છે. એટલા માટે બ્રહ્માંડનું મધ્યબિંદુ જે સૂર્ય એટલે જગતનો પ્રસવિતા–ઉત્પાદક છે. તે દ્વારાએ નિર્ગુણ અક્ષર બ્રહ્મની ઉપાસના કરવાની છે. તેથી ગાયત્રિ મંત્રમાં "सवितु" "धीयोयोन" "प्रचोदयात" એવા શબ્દોની ગોઠવણી કરેલી છે.

તે સંબંધી સંધ્યા પૂજાની વીગત વાર વિશેષ માહિતિ આપનાર બ્રહ્મ નિત્યકર્મ વીગેરે પુસ્તકો જોઇ લેવાં.

સ્ત્રીઓને માટે સહેજ સહાજ અમે કાંઇ લખીએ છીએ.

अपवित्रो पवित्रो वा सर्वावस्थां गतो पिवा,
यत्स्मरेत पुन्डरिकाक्ष सबाह्यभ्यंतर शुचि. ॥

પવિત્ર સ્થિતિ હોય, એકાંત દેશ હોય, અનુકૂળ કાળ અને સમય હોય તે સમયે ધ્યાન અને પૂજન થાય તો તે ઉત્તમ છે. અને બીજી અવસ્થાઓમાં ગૌણ છે. હૃદયરૂપ આકાશમાં જ્યાં ધબ ધબ એવા ધબકારા થાય છે તે પોલાણની અંદરથી વિચારની પ્રેરણા થઇ કર્મેન્દ્રિયદ્વારાએ જગતમાં વ્યવહાર કરે છે. માટે સર્વ વ્યવહાર સુધારવાનું કારણ અધિકારી ધ્યાતાએ પોતાનો જે ધ્યેય હોય તેનું ધ્યાન ધરવું. જેનું ધ્યાન, તેનું જ્ઞાન. અને જેનું જ્ઞાન તેનો સાક્ષાત્કાર થાય છે.

મનુષ્યના સવ કર્મો હૃદયાન્તર ગત વિચાર ઉપર આધાર રાખે છે. અને તે વિચારો ઇષ્ટદેવની કૃપાવડે પૂર્વ કર્મને અનુસરી ઉઠે છે. જગતમાં કોઇ પણ વસ્તુનો અત્યંતાભાવ નથી. નામ અને રૂપ એટલે આકાર એ બેનો નાશ થાય છે. અને મનમાં જે સંસ્કારો હોય તે પ્રમાણે પાછો જન્મ થાય છે. જીવ કાંઇ મરી જતો નથી. પણ દેહ મરી જાય છે. એ દેહ પડવિકારને આધિન છે. અને તે દરરોજ અથવા પ્રતિક્ષણે તેમાં ફેરફાર થયા કરે છે. આજે જે ભોજન જમ્યા અને પાણી પીધું અને હવા ખેંચી તેમાં બીજે દિવસે અન્નની વિષ્ઠા થાય છે. જળ મુત્રમાં પરિણમે છે. અને વાયુમાં સુગંધી દુરગંધી થાય છે. અને પ્રાણીમાત્રના વિચારો જે શ્વાસોશ્વાસવડે નીકળેલા હોય છે તે આપણે વાતાવરણમાંથી નસકોરાંદ્વારાએ ઉંઘતાં કે સ્વપ્નમાં ખેંચી મનમાં ભરીએ છીએ. એટલા માટે દુષ્ટ વિચારો કાઢી નાંખવા સતસંગતિ થાય ત્યાં રહેવું. સદ્વિચારોને અંદર લેવા કે જેથી સુખ, વૈભવ, ઉત્તમ જન્મ પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે હોવાથી દરરોજ ઇશ્વરનું પૂજન અર્ચન કરી તેના ગુણનું ધ્યાન ધરી પોતામાં તે ગુણ ભરવા અર્થે સંધ્યા પૂજા અગ્નિ હોત્ર વગેરે ધર્મકૃત્યની આવશ્યકતા છે.

काले कृतम् अकाले वा श्रद्धया अश्रद्धया पीवा ।
न्यून संपूर्णतां यातो सद्यो वंद तमच्युतम ॥
न च क्रोधो न मात्सर्यं न लोभो ना शुभामति ।
भवंति कृत पुण्यानाम वासुदेव नमो नमः ॥

**અર્થ:**—રખતસર નિયમિતપણે થયું કે ન થયું, શ્રદ્ધાવડે કર્મ કર્યું કે અશ્રદ્ધાવડે કર્યું જે કાંઇ વસ્તુ ઓછું, ભૂલચૂકે અમારાથી થયું હોય તે સર્વ હે પ્રભો ? તમારી કૃપાવડે કરીને શુભ ફળ આપનારૂં નિવડે તમોને વારંવાર અમો નમસ્કાર કરીએ છીએ. હે પ્રભો ? જે કાંઇ તમારૂં પુજન અર્ચન ગુણનું ગાન વેદ શાસ્ત્ર અને પુરાણમાં કહેલી રીતે કરે છે. તેને ક્રોધ ઉત્પન્ન થઇ વિનાશકારક ફળ થતું નથી. તેમજ મહમસ્તર અભિમાન લોભ, કામ, મોહ. ઇત્યાદિ રીપુઓવડે કરીને આ દુનિયામાં કોઇ પટકાઇ માણસ દુ:ખી થતો નથી.

આ પ્રમાણે ભાવાર્થ લક્ષમાં લઇ પ્રર્થના કરવી.

अन्यथा शर्णमनास्ति त्वमेव शरणं मम,
तस्मात कारुण्यभावेन रक्ष रक्ष महेश्वरः ॥

હે મહેશ્વર × તમારા સિવાય બીજા કોઇનું અમારે શરણ નથી. તમે મ્હારૂં શરણ છો. એટલા માટે મારા ઉપર દયા કરી, મને તમારો દાસ ગણી મ્હારૂં રક્ષણ કરો.

સ્થિર આસન ઉપર બેસી બીજે કેઇ ઠેકાણે ચિત્ત ન રાખતાં સંકલ્પ કરવો. સંકલ્પ એટલે જે કાંઇ પોતાની મનઃ કામના હોય ને અંતઃભાવનાવડે શશાસ્ત્ર દ્રઢ મનની ઇચ્છાનુસાર જે કાંઇ ફળની ધારણા હોય તે મેળવવા કર્મ કરવું અને મનોભાવના ભરવી તેનું નામ સંકલ્પ છે. અને તે સંકલ્પ ઇશ્વ-

---

× જ્યાં મહા શબ્દ લાગે છે. ત્યાં સગુણ બ્રહ્મ એટલે ઇશ્વર એવો અર્થ લેવો. જેવી રીતે કે મહાવિષ્ણું મહાલક્ષ્મી મહા સારસ્વતિ, મહાદેવ, મહાકાળી ઇત્યાદિ ઇત્યાદિ. અને જ્યાં મહા શબ્દ નથી લાગતો ત્યાં બ્રહ્મની દિવ્યશકિત સમજવી. દિવ્ય શકિત એટલે દેવ સમજવા. જેવી રીતે કે ચંદ્ર સમુદ્ર, વિદ્યુત, વાયુ ઇત્યાદિ.

રનામાં મૂકવાથી ઇશ્વરને મને કોઇ ભક્ત બોલાવે છે એ પ્રમાણે સ્ફુરણ થઇ ભક્તની મનઃ કામના પૂરે છે. એ સંકલ્પનું ફળ છે.

**अद्य पूर्वोच्चरित एवं गुण विशेषेण विशिष्टायां शुभ पुण्यतिथौ[1] अमुक मासें, अमुक पक्षे, अमुक तिथौ, अमुक वासरे यथा वर्तमान नक्षत्र योगकर्म मुहुर्त लग्न समवाये एवं गृहगण विशिष्टे पुण्यकाले देशेच मम आत्मन श्रुति स्मृति पुराणोक्त फल प्राप्तयर्थे मम इह जन्मनी कायिक वाचिक मानसिक[2] चतुर्विध पाप क्षयार्थं त्रिविध ताप समनार्थं श्री परमेश्वर प्रीत्यर्थम शिव पंचोपचार पूजन महं करीष्ये ॥**

૧ તીથીવાર માસ, પક્ષ, વીગેરેનું નામ લેવું.

૨ સાંસાગિક એટલે આજકાલ ચાલતા, વામીઓના પંચમકર સેવનારાઓ જેને પુરાણમાં અસુર અથવા રાક્ષસની સંજ્ઞા અપાયલી છે. તેઓની પાસે બેસવાથી, જમવાથી, અથવા વ્યવહારમાં આવવાથી તેના શ્વાસોશ્વાસ દ્વારાએ નાકમાંથી જે પવનની સાથે વિચારતા પરમાણુઓ નીકળી વાતાવરણમાં વ્યાપી આપણા શ્વાસદ્વારાએ પોતાના શરીરમાં દાખલ કરીએ છીએ અને તેથી કરીને આપણા મનમાં દુષ્ટ વિચારો ઉત્પન્ન થાય છે. તેને સાસંર્ગીક દોષ એમ કહે છે. એ વિષે એક દ્રષ્ટાંત અમે સાભળ્યું છે તે લખીએ છીએ.

ફળનો આહાર કરનાર કોઇ યોગી ગંગા સ્નાન કરી કાશી વિશ્વનાથના દર્શન કરવા જતો હતો. તેને ત્રણ દિવસ જંગલમાં ફળ ન મળવાથી તે ભુખ્યો હતો. રસ્તામાં કાંઇ ઓરસ જેવું હતું અને ત્યાં ગોમાંસના ભજીયાં તળાતાં અને હજારો વામીઓ ભેગા થયાં હતા. તે સ્થળેથી તે જતો હતો. એ સ્થળનું વાતાવરણ કાંદા લસણ માંસના પરમાણુંઓથી પરિપૂર્ણ હતું. ત્યાં આગળથી આ યોગી ચાલતો જતો હતો. તેના શ્વાસમાં પણ આ મલિન પરમાણુઓ જવાથી એવી ઇચ્છા ઉદ્દભવી કે આ ભજીયાં તળાય છે તેમાંથી થોડા ખાઊં તો મારી ક્ષુધા નિવૃત્ત થાય. યોગીએ થોડાં ભજીયા માંગ્યાં એટલામાં એકાદ જણે કહયું કે આ તો ગોમાંસના ભજીયાં છે. આ વાત કાને પડતાંજ યોગી ત્યાંથી એકદમ દોડીને નાશી ગયો, અને પાછો ગંગાતટે જઇ સ્નાન કર્યું અને રેચક પ્રાણાયામ વડે તમામ દુષ્ટ પરમાણુ કાઢી નાંખ્યાં અને અપવાસ કર્યો. પછી તેને અન્ન ખાવાની ઇચ્છા થઇ આ પ્રમાણે સાંસર્ગીક દોષ લાગે છે અને તેનું પાપ પ્રાણાયામ દ્વારાએ અથવા શુદ્ધ

વાતાવરણમાં રહેવાથી નિવૃત્ત થાય છે. સંકલ્પ કરતી વખત સદ્‌ભાવને પ્રકટાવવા વિકળચિત્ત અને અશાંતિમાં કરેલાં સંકલ્પો કદી પણ ફળ આપતા નથી.

આજકાલનો સમય પલટાઇ ગયો છે. છોકરાંઓને સવારમાં નિશાળે જવાનું કે લેશન કરવાનું હોય છે એટલા માટે પાંચ મીનીટમાં આટોપાય એટલા પુરતીજ સંધ્યા અથવા પૂંજા અમે આ પુસ્તકમાં લખીએ છીએ. તેટલી માત્ર કરવાથી તેઓ મોટપણે ધર્મવૃત્તિથી ચલાયમાન થશે નહિ.

એકલા બાળકોને માટેજ આ અમારૂં પુસ્તક નથી. સોભાગ્યવતી, વિધવા યુવક યુવતી માંદા ઘરડા વીગેરેને માટે પણ આ ટુંકામાં અમે સત્યમાર્ગનું સેવન કરવા વિનવીએ છીએ. અને શ્રીમંતોએ આ પુસ્તકની હજારો પ્રત ખરીદ કરી નિશાળ મેળા વીગેરે સ્થળે, ઉત્સવ પ્રસંગે વહેંચી બ્રહ્મવિદ્યાનું દાન કરવું વિદ્યાદાન સર્વદાન કરતાં શ્રેષ્ઠ દાન છે અને તેનું ફળ અવિનાશી છે.



સંકલ્પ શબ્દનો અર્થ એ છે કે એક જાતની ચિતિશક્તિ એટલે દૃઢ નિશ્ચય શુદ્ધ અને શશાસ્ત્ર વિચાર છે. તે ફળીભુત થાય છે અને સિદ્ધિ મળે છે. માટે સંકલ્પ કરવો. સંકલ્પ રહિત થવું તે સન્યાસી અથવા યોગીને માટે છે. સકામ ગ્રહસ્થને માટે નથી.' ગૃહસ્થને તો પ્રતિક્ષણ વિવિધ કામનાઓ ઉત્પન્ન થાય છે. માટે દુષ્ટ કામનાઓથી દૂર રહી ઉત્તમ કામનાઓ ગ્રહણ કરવી.

ત્યારપછી પોતાના જે ઇષ્ટદેવ હોય તેનું નામ લઇને સર્મપયામિ કહીને ધ્યાન ધરવું.

કેમકે એકજ નિર્ગુણ બ્રહ્મ વિવિધ પ્રકારે વિવિધ સ્વરૂપે વિવિધ દેશમાં, વિવિધકાળે અને વિવિધ પરિસ્થિતિમાં વિવિધ પુરૂષોને વિવિધ અનુભવ ગમ્ય યથાસંસ્કાર દેખાયા છે. અને તેઓએ પોતાના પરિજનોને તેવો તેવો બોધ આપી સન્માર્ગે દોરવવા વિવિધ ધર્મ સ્થાપન કર્યા છે. આર્યજનોએ બ્રહ્મ કહ્યો છે. ખ્રિસ્તીઓએ ગોડ કહ્યો છે. મુસલમાનોએ અલ્લા કહ્યો છે. પારસીઓએ ખોદા કહ્યો છે. વીગેરે વીગેરે.

यं शैवाः समुपासते शिव इति ब्रह्मेति वेदांतिनोः ।
बौद्धा बुद्ध इति प्रमाण पटवाः कर्तेति नैयायिकाः ॥
अरहन् नित्य त्यथ जैन शासनरताः कर्तेति नैयायिका ।
सोयंबो विदूधातु वांच्छित फलम् त्र्यलोकय नाथो हरिः ॥

× × × ×

यं ब्रह्मा वरुणेन्द्र रुन्द्र मरुत स्तुनवन्ति दिव्यैस्तवैहिः ।
वैदैहि सांग पद क्रमोपनिषदैः गायन्ति यं सामगाः ॥

**ध्यानावस्थित तद्गति न मनसाः पश्यंति यं योगिनो ।**
**यस्यां तं नविदुः सुरास्सुरगणाः देवायतस्मै नमः ॥**

× × × ×

न जाणुं हुं ब्रह्मा न शिव अथवा श्रीपति हरि,
परंतु त्रितापोने, हरणु करी ले जे पर हरी;
मूकावे मृत्युथी नियमसर कर्मे फळ भरी,
नियंता तेने वंदु जगत रची रक्षे सुखकरी.

आ प्रमाणे स्तुती करी पोताना इष्ट देवने स्नान कराववुं. दील लुछवुं. चंदन चढाववुं. अक्षत, पुष्प, धूप, दीप नैवेद्य करवां अने आरती उतारवी. मंत्र पुष्पाञ्जलि अने प्रार्थना करवी. प्रदक्षिणा करवी. चरणामृत लेवुं. आरतीनी आसका लइ नैवेद्य सहुने वहेंची आपवुं. त्रिवर्गे संध्या करवी. अने खाटकी सुधी सर्व कोइने पूजा करवानो अधिकार छे. देव कदी अभडाता नथी. इश्वरनी प्रार्थनानो सर्व कोइने हक छे. हिंदु धर्ममां भिन्न भिन्न स्वभाववाळा विचित्र रुचीना विविध अधिकारवाळा मनुष्यो छे तेनी रुचीने अनुसरी तेने उन्नतिने मार्गे चढावा एवी विद्वानोनी धारणा होवाथी अनेक मार्गो रच्या छे. जे प्रमाणे जुदा जुदा पर्वतोमांथी भिन्न भिन्न मार्गे अनेक नदीओ वहे छे. पण ते सर्वनुं पर्यवशान आखरे समुद्रमां जइ मळवानुं छे. ते प्रमाणे सर्व धर्म अने भावणीया उपरनी मेलडी माता, डाकिनी शाकिनी वीगेरेनी पूजा पण ब्रह्मत्व प्राप्त कराववा माटे छे. जेने जेटली फुरसद होय तेटलो वखत नित्य क्रम लंबावता जवुं.

आजकाल दोडधाम करनारा भटकता चित्तवाळा प्रगतिने उदयनी इच्छा राखनारा एम कहे छे के अमने संध्या करवानी फुरसद नथी. टुंकामां सर्व सुख मळे अने विजय प्राप्ति थाय अने सर्व प्रकारनी उन्नति थाय एवो सर्वथी सहेलो अने टुंको मार्ग होय तो ते बतावो. एवो प्रश्न वारंवार करवामां आवे छे तेना उत्तरमां अमारे लखवानुं के जो तमारे सर्व प्रकारनुं सामर्थ्य मेळववुं होय तो टुंकामां टुंको अने सहेलामां सहेलो रस्तो ते संध्यावंदनज छे. अने ते संध्या वंदनमां मुख्य तत्व गायत्रीज छे. ए सिवाय सन्मार्गनी दृढ भावना थवाने अने अंतरमां उत्तम विचार स्फुरण थवाने बीजो कोइ मार्ग नथी. दिन दिन प्रत्ये भावना दृढ थती जाय छे. अनुभव आवे छे. अने

સંધ્યા શું વસ્તુ છે તે સમજાય છે. ઇશ્વરના સંકલ્પથી આ જગતની ઉત્પત્તિ સ્થિતિ રક્ષણ પ્રગતિ અને પ્રલય નિયમસર સમષ્ટિ અને વ્યષ્ટિમાં થાય છે. તદનુસાર એટલે કે વેદશાસ્ત્રમાં જે સત્ય, દઢ, સમષ્ટિરૂપ ચૈતન્ય ઇશ્વરમાં વ્યષ્ટિએ પોતાનો સંકલ્પ મુકવાથી ફળ ઉદ્દભવે છે. અને તે ઇશ્વરી ઇચ્છાને અનુસરી યથાકાળ અને પરિસ્થિતિએ ફળ નીપજે છે. ચિતિશકિત સર્વ શકિતનું મુળ છે અને તે સર્વ કર્મ કરવાને સામર્થ્યવાન છે. એ ચિતિ શકિતમાં વ્યષ્ટિએ પોતાનું ચિત્ત એટલે ચિતિશકિત તેમાં મુકી જોડવું. એટલે કે તદ્દરૂપતા થઇ અન્ય વૃથાસંકલ્પો દુર રહી જશે માત્ર શબ્દ બોલવાથી ધણુંજ જુજ ફળ થાય છે- તે શબ્દના અર્થ સમજવાથી તેમાં શું શકિત છે તે સમજાય છે અને તેમાં ચિત્ત રોકવાથી કાનની દઢ ભાવના થઇ હ્રદયમાં પ્રેરણા થાય છે.

જે કાંઇ પ્રેરણા આવી રીતે થાય તે ઇશ્વરી પ્રેરણા છે. ઇશ્વરી બળ છે. અને સર્વ દુઃખથી છોડાવનાર આ દુનિયામાં સંપૂર્ણ વૈભવ સુખ તેમજ આત્મિય સુખ મેળવી આપનાર એક મહા સાધન છે અને તે સુખનું નામ ગાયત્રિ મંત્ર ૐકાર, ચિતિશકિત, સાવિત્રિ ઇત્યાદિ છે.

ઘણું કરીને સર્વ મનુષ્યો ઇશ્વરની ઉપેક્ષા કરી હું મરવાનો નથી એમ ધારી સાત સાત માળની હવેલીઓ બંધાવે છે. પણ જાણતો નથી કે કયાં તો હું તે હવેલીને છોડી દઇશ અને મારા શરીરની રાખ થોડા વખતમાંજ થઇ જઇ આ હવેલી કોઇ બીજાની થઇ જશે. હું ઘરને છોડીશ અગર ઘર મને છોડશે એટલે બીજો કોઇ તેનો માલિક થશે. એ અનિત્ય વસ્તુ છે. ત્યારે એમાં નિત્ય શું છે તેનો વિચાર કરીએ.

મેલડીમાતા કેવી રીતે ફળ આપે છે. તે માટે એક કપડા વણવાના યંત્રનું એટલે ગીરણીનું દ્રષ્ટાંત આપીએ છીએ. એમાં કપડાના તાકાને તાકા નીકળ્યા જાય તે કોણ કહાડે છે કેવી રીતે નીકળે છે. તે જણાવીએ.

આ ગીરણીમાં બે વસ્તુ દેખાય છે.

૧ નિત્ય ૨ અનિત્ય (મેટર અને એનરજી)

દરેક ચક્ર દરરોજ તેલ પીયે છે. એટલે તેના ઘસારાની ખોટને લીધે તેમાં તેલ રેડવું પડે છે અને બોયલરમાં કોલસા અને પાણી રેડવું પડે છે. દરરોજ ચક્કર ઘસાય છે અને તેનું આયુરદા કમતી થતું જાય છે. કોલસા

અને પાણી અગ્નિનું બળબળ કરે છે અને બીજા કોયલા નાંખ્યા કરવા પડે છે. તથા પાણી પુરવું પડે છે. હવે આ બધી દૃષ્ય વસ્તુ છે પણ એમાં એક અદૃશ્ય વસ્તુ બધા ચક્રોને ફેરવે છે તે ક્યાંથી આવે છે? અને ક્યાં જાય છે અને તે જાણવા માટે તેમાં કોઈ શક્તિ લાવનાર કે બંધ કરનાર કોઇ બીજી શક્તિ કોમેરાથી મળતી નથી એ શક્તિ પ્રત્યક્ષ થાય છે અને શમી જાય છે. એટલે કે દેખાય છે અને નથી દેખાતી જો જળ અને અગ્નિ આ શક્તિ ઉત્પન્ન કરનારા છે એવું કહીએ તો જળ અને અગ્નિ એકઠાં મળતાં જળ અગ્નિને ઓલાવી નાખે છે. અને જળ વરાળ થઇ ઉડી જાય છે. પરિણામે બન્નેનો નાશ થાય છે. જે જોર એટલે એનરજી કોઇ જગ્યાએથી કોઇ લાવ્યું નથી અને કોઇ ક્રિયાથી પેદા થઇ તેને અટકાવ્યું નથી હવે જો કોઇ બીજી યુક્તિથી બધાં ચક્ર ફેરવીએ તો એ વરાળ વિના પણ તેમાં શક્તિ જણાય છે. જેવી રીતે કે વીજળીનો તાર લગાડયો કે ચક્કરો ધરધર ફરવા માંડે છે.

આપણા ઇલેક્ટ્રીક સીટ જેવું કાંઇ કરીએ તો વિજળી અને અગ્નિ વગર પણ શક્તિ તેની તેજ જણાય છે અને ચક્કરો ફેરવે છે. હાથે ફેરવીએ તો પણ એજ શક્તિ ઉત્પન્ન થાય છે. જેવી રીતે રેટીઓ કાંતવામાં થાય છે તેમ. ત્યારે એ શક્તિ સર્વત્ર વ્યાપક છે. હાથમાં પાણીમાં, અગ્નિમાં, વરાળમાં એક સરખું એકનું એક એનરજી તત્વ આત્મશક્તિ કામ કર્યા કરે છે. અગ્નિમાં દાહક શક્તિ તેજ શક્તિ, અણુ અણુને ભેદ કરનારી શક્તિ છે. જળમાં અગ્નિ હોલવવાની શક્તિ છે. ત્યારે એ શક્તિ તે શું ? વિજળીમાં પણ શક્તિ છે, એ શક્તિ અનિત્ય એમ કહીએ તો તે એક ઠેકાણે નથી જણાતી તો બીજા સર્વ પદાર્થોમાં જણાય છે. પદાર્થનું રૂપ અને આકાર નાશ થયા કરે છે અને એમાંની શક્તિ જે નિરાકાર અદૃષ્ય અક્રિય અને સર્વત્ર વ્યાપક અવ્યવહાર્ય એક સરખીને સરખી, જેવી ને તેવી વધઘટ થયા વગરની છે. અને તેને નિત્ય એવું નામ વેદશાસ્ત્ર આપે છે.

પદાર્થ વિદ્યાના હિમાયતીઓ એ શક્તિને જડ તરીકે ગણે છે. પરંતુ તે જડ નથી આપણા હાથ પગ હલાવે છે એટલે કર્મેન્દ્રિય પ્રચાલક જ્ઞાનેન્દ્રિય પ્રચાલક જ્ઞાનેન્દ્રિય પ્રેરક મનમાં બુદ્ધિ ચિત્ત અહંકાર મમત્વ અને જ્ઞાન એ સર્વ પેદા કરનારી એ સર્વ શક્તિ એકની એકજ છે. નવા નવા ઘાટ અને રૂપ ઉત્પન્ન કરનારી એટલે જન્મ કરનારી પણ એજ શક્તિ છે. એક ઘાટ ભાગી જાય છે પણ તે ઘાટમાંની શક્તિ જે વિષ્ણુ છે અથવા જેને અંતરાત્મા

અથવા જીવ કહે છે તે અવિનાશી ચૈતન્યરૂપ પ્રકાશક અખંડ જ્યોતિરૂપ છે. એમ સ્પષ્ટ જણાય છે. કદાચ એમ ગણીએ કે એ જડવસ્તુ છે. પણ જડમાં હેતુ નિયમ અને ઝીણી ચિત્રવિચિત્ર રચના કરવાનું કામ કરવાની શક્તિ નથી તે તો પેલા અદૃશ્યની આત્મશક્તિજ છે એમ વેદશાસ્ત્ર અને અતિ અનુભવવડે સમજાય છે.

ध्येयः सदा सवितृ मंडल मध्यवर्ति नारायणायैति [illegible]यामि.

સૂર્યમંડલ એટલે કે નવગ્રહો, ઉપગ્રહો, તારાઓ, અને પ્રત્યેક પરમાણુ ઓમાં પેશી જે કાંઇ નિયમસર કામ કરી રહી છે તે જ્ઞાનમય અચિંતય શક્તિનું અમે ધ્યાન ધરીએ છીએ.

આવી રીતે કાંઇ જડની પ્રાર્થના થઇ શકે નહિ. એથી તે પ્રાર્થના સર્વ વિદ્ જ્ઞાનઘન ચૈતન્યનીજ છે. જડની નથી. અને એ ચૈતન્યરૂપ આપણે અજ્ઞાનના ગુંચવાડામાંથી ઉપર ઉપર ગતિ કરતાં આપણું મૂળ જ્ઞાનસ્વરૂપ તેની સ્થિતિ સમજવા માટે ધર્મ કર્મનીજ જરૂર છે. એનુંજ નામ મોક્ષ છે.

આ વાત વિચાર કરવાથી સર્વ કોઇના અનુભવમાં આવ્યાથી શુદ્ધ ભાવના બંધાયા વગર રહેતી નથી.

હવે આ પુસ્તક આગળ ચલાવતા પહેલા કેટલાએક શબ્દના અર્થ સ્પષ્ટ રીતે સમજવા માટે નીચે આપીએ છીએ. તેને સારી પેઠે ધ્યાનમાં લેવા.

બ્રહ્મ-બ્રહ્મ એટલે આકાશ કરતાં પણ ઘણું મહોટું તે. જેના એક દેશમાં આખું બ્રહ્માંડ ખસ ખસના દાણા જેવડું છે તે સર્વ ઉત્પાદક, સર્વના બીજરૂપ, કારણરૂપ, દોષ રહિત અને સ્થિતિ લય ઉદ્ભવ કરનાર એક ચેતન છે. જેને સર્વાધાર અનાદ્ય અનંત પ્રજ્ઞાન અંતિમ સ્થિતિ કરવાનું સ્થાન સચ્ચિદાનંદ, અસ્તિ, ભાતિ પ્રિયસ્વરૂપ અવાંગમનસગોચર ઇત્યાદિ વિશેષણો લગાડી ધ્યાન ધરવામાં આવે છે તે છે.

સંધ્યા કરવાનો હેતુ-એ છે કે જીવાત્માઓમાં સદ્બુદ્ધિ લેવાની પ્રેરણા થાય અને સ્વરૂપસ્થ સ્થિતિમાં પ્રતિદિન પ્રગતિ થાય.

બ્રાહ્મણ જન્મનો હેતુ-દેહ ઇન્દ્રિયના સુખ નહિ ભોગવતાં સ્વર્ગ અને મોક્ષ મેળવવા માટેનો છે. દેહ એ એક કેદખાનું છે. કેદખાનામાં સુખ હોય નહિ. માટે કેદથી છુટવું અને સ્વરૂપ સ્થિતિ પામવી એનું નામ મોક્ષ છે. ટુંકામાં જન્મ મરણની સંસૃતિના બંધનથી છુટા થવું તે મોક્ષ છે. એટલે

કે સમષ્ટિરૂપ દેહ રહિત સ્થિતિ થવાથી સ્વેચ્છા ગતિ અપ્રતિહત બળ અખંડ ઐશ્વર્ય અને સર્વ સિદ્ધિ વૈભવ ઇત્યાદિ સંપાદન કરવો એ છે.

ક્ષત્રી જન્મનો હેતુ–પ્રજાપાળન ઇત્યાદિ કરીને સુખ ભોગવવાં અધર્મીઓને દંડ આપવો ઇત્યાદિ માટે છે. (જુઓ ભગવદગીતા અધ્યાય ૧૮ મો.)

રજોગુણાત્મક પ્રકૃત્તિના ભોગ ભોગવવા.

શુદ્ર અને અત્યંજો–તમાત્મક પ્રકૃતિના સુખ અને દુઃખ તે ભોગવે છે. એ વિષે પણ ભગવતગીતાના ૧૮ મા અધ્યાયમાં સ્પષ્ટ વિવેચન કર્યું છે. તેમાંથી જોઇ લેવું.

ભર્ગ–પરમાત્માનું દિવ્ય તેજ તે ભર્ગ. જે મુખ્ય પાંચ પ્રકારે જગતમાં જણાય છે. ૧ ચંદ્ર ૨ સુર્ય ૩ પાંચ પ્રકારનો અગ્નિ ૪ વિધુત ૫ ગૃહ ઉપગ્રહ તારા.

આ તેજોમય શરીરો છે.

તેની ઉત્પતિ નીચેની રીતે થાય છે.

અન્ન રસથી વીર્ય, વીર્યથી ઓજસ, ઓજસથી શુદ્ધસત્વ, શુદ્ધ સત્વથી બ્રહ્મપ્રાપ્તિ.

બ્રહ્મ એટલે વેદ. તેમાં ચરે એટલે વિધાભ્યાસ કરે તે બ્રહ્મચારિ.

વ્યાહૃતિ–' સાંકેતિક ટુંકા શબ્દમાં મંત્ર દેવતાને બોલાવવાનો પ્રકાર તે વ્યાહૃતિ. '

જેવી રીતે રસાયન શાસ્ત્રમાં H. Z. O. એવા સાંકેતિક અક્ષરો છે. તેનો અર્થ વોટર એવો થાય છે તે પ્રમાણે સંહિતામાં સાંકેતિક ગુપ્ત શબ્દ છે. તેનું નામ મંત્ર છે. અને તે મંત્રમાં કહ્યા પ્રમાણે દેવો ચાલવાને બંધાયલા છે.

દેવતા–જે મંત્રના ઉદ્દિષ્ટ ચેતનરૂપ અભિમાની તેનું નામ દેવતા. જીવને ઉપાસના કરવાથી પોતાના દ્યોતન્ વડે પ્રકાશભાવ આપે તેને દેવતા કહે છે.

ઋષિ–ઋ ગમન કરવું મેળવવું એ ધાતુમાંથી ઉત્પન્ન થએલો શબ્દ છે.

જે મંત્ર દ્રષ્ટા મંત્રની દેવતાને પસ્યંતિ વાણીમાં પ્રત્યક્ષ અનુભવે છે અને જે ઇતર પ્રાણીને વૈખરીદ્વારા તે દેવતા પ્રતિ લઇ જાય છે. તે દેવતામાં સાયુજ્ય કરાવે તે ગુરૂની સંજ્ઞા ઋષિ છે.

જે માણસ અત્રે જેવા ગુણ કર્મ સ્વભાવનો હોય છે તેવાજ તે પૃથ્વીમાં જુદા જુદા દેશમાં જુદા જુદા પોષાક પહેરી જશે કે મરણ પછી પ્રેત અવસ્થામાં હશે. પિતર થશે કે દેવ શરીર ધારણ કરશે તો પણ તેનો ગુણ

કર્મ સ્વભાવ જેવાને તેવોજ રહેશે. જે માણસ વિદ્વાન છે તે અહીં પણ દેવ તરીકે પૂંજાય છે. મરણ પછી પણ તે દેવ શરીરજ ધારણ કરે છે. અને તેના તે ગુણકર્મ સ્વભાવ ત્યાં હોય છે પણ તેમાં ફેર બદલ થતો નથી જે અહીં લુચ્ચો છે તે જ્યાં જશે ત્યાં લુચ્ચોજ ગણાશે.

મરણાન્તક ક્રિયા દાન ધર્મશ્રાદ્ધ ઇત્યાદિની અવશ્ય જરૂર છે. બ્રહ્મ એક છે. તેમજ ઇશ્વર એ પણ એકજ છે. જીવ એક છે. એ ત્રણે જ્ઞાનસ્વરૂપ છે. વેદ અને વેદાંત એ વાત સ્વીકારે છે. તેમ છતાં ભેદ ભાસવાનું કારણ અને જુદા જુદા શરીર ઉત્પન્ન થવાનું કારણ પૂર્વજન્મમાં કરેલાં કર્મસંસ્કારો છે. જેવી રીતે કે પવન એક છે. પણ બધાના નાક જુદા જુદા છે તેથી કરીને બધાના પ્રાણાપ્રાણની ગતિ એક સરખી નથી. ભિન્ન ભિન્ન છે. તેજ પ્રમાણે એકજ પ્રજ્ઞાનના ભેદો છે. સર્વ કાંઇ જે છે તેનો મુખ્ય બીજાત્મક ખજાનો નિર્ગુણ બ્રહ્મ છે. વ્યકિત કરતાં અવ્યકત મહા જોરાવર અને સર્વ શકિતમાન છે. જે પ્રજ્ઞાન બ્રહ્મ અવિદ્યાના પાસથી બંધાયલો છે. એટલે સંસ્કારવાળો છે. તે માયાનો તાબેદાર જીવ છે. જેવી રીતે કે ભરતીના વેગમાં લાકડાનો કકડો સ્વેચ્છાથી ગમન કરતો નથી પણ ભરતીનું મોજું જ્યાં તેને ઘસડી જાય છે ત્યાં તે જાય છે એવી જીવની દશા છે. પવન અને પાણીની ભરતીની સામે જે પ્રમાણે ગન બોટ પોતાની ઇચ્છા પ્રમાણે ચાલે છે અને ભરતી અને પવનના વેગને ગણકારતી નથી તેવો ઇશ્વર છે. અને જેમાં પવન પાણી ભરતી મોજાં શાંતિ અને તોફાન ઇત્યાદિ છે તે નિર્ગુણ બ્રહ્મ છે. એટલા માટે તેને સર્વ સ્થિતિ લય ઉદ્‌ભવ કારણ નિયંતા પ્રશાશિતા સર્વાધાર અને સ્વરૂપસ્થ સ્થિતિ કહે છે. આપણે તો જીવ છીએ. લાકડાના કકડા જેવા છીએ એટલા માટે લાકડાના કકડામાંથી આગબોટ થઇ હરિયો થવા માટે પુણ્યકર્મ, દેવપૂજન, સંધ્યા, પંચમહાયજ્ઞ, દાન, અને અધ્યાત્મવિદ્યા, જ્ઞાનવિજ્ઞાન અને પ્રજ્ઞાનની જરૂર છે. જેને પ્રેત થઇ કલિકલેશ. પાપવાસના ભોગવી. દુષ્ટ યોનીઓ ભોગવવાની ઇચ્છા છે તેને પુણ્યકર્મ કરવાની જરૂર નથી તેને તો ઇશ્વરની ઉપેક્ષા કરી વામીના પંચમકાર સ્વેચ્છા પ્રમાણે સેવી નિરંકુશપણે વર્તન કરવું.

સર્વધર્મ અને મુખ્યત્વે કરીને જેઓ પુનર્જન્મને માનતા નથી તેઓ પણ મરણાન્તર ક્રિયાઓ કરે છે. એન્જલ્સ, ફીરસ્તા અને દેવોને માને છે અને તેની પાછળ ક્રિયા કરે છે. તે ઉપરથી જીજ્ઞાસુની ખાત્રી થશે કે અમે જે સંધ્યા પૂજાનો રસ્તો બતાવીએ છીએ તે સીધો અને સરળ પ્રભક્તિનો માર્ગ છે.

# પૂજનવિધિ.

નરસિંહ મહેતા કહે છે કે

રાત રહે પાછલી ખટઘડી સાધુ પુરુષે નવ સુઇ રહેવું, ધ્રુ.

તેમ શ્રી પ્રેમસાધક અધિકારી વર્ગ વર્તમાન આચાર્ય કહે છે કે

પ્રત્યેક રમ્ય પ્રભાતમાં, વહેલા ઉઠી ઘડી બે ઘડી,
ધ્યાન રસ લય લીન બની, કર પ્રભુથી કંઈ કંઇ વાતડી.

વળી ભગવત ગીતામાં જે પ્રમાણે આસન વિધિ કહયો છે તે પ્રમાણે સ્થિર ચિત્ત કરી સુર્યોદય સમયે સંધ્યા કરતાં સુર્ય અર્ઘપ્રદાન વીગેરે આપવાં સંધ્યાના આઠ અંગ છે અને પૂજાના પાંચ અથવા સોળ ઉપચારો છે. અને આઠ વાગે સર્વ ધર્મ કર્મ ખલાસ કરી થોડું એક ગાયનું દૂધ પીને પોતાને કામ ધંધે વળગવું.

બ્રહ્મચારિએ વિદ્યાભ્યાસ કરવો કસરત કરવી અને આર્ય લોકોને જમવાનો વખત બપોરના બાર વાગતાનો છે અને એક વખતજ ભોજન કરવાની આજ્ઞા છે. રાતે પણ થોડું એક દુધ પીને દશ વાગે સુઇ જવું. રાજ્યના બંધારણ ને લીધે દેશકાળ વિપરિત થઇ ગયાં છે તેથી જેનેજેમ ફાવે તેમ અને ધંધાને ખલેલ ન પહોંચે એમ વર્તવું.

**પંચોપચાર પૂજન—**સ્ત્રી બાળક સધવા વિધવા વિગેરે સર્વ કોઇને માટે આ પંચોપચાર પૂજન વિધિ છે.

પોતાને જે દેવ ઇષ્ટ હોય તે દેવનું નામ લઇ પૂજન કરવું જેવી રીતે કે

શિવાય નમઃ સ્નાન સમર્પયામિ
વિષ્ણુવે નમઃ અર્ઘ્યમ સમર્પયામિ
ગણેશાય નમઃ ચંદનમ સમર્પયામિ
મહાકાલી, મહાલક્ષ્મી, મહા સરસ્વતેયનમઃ

કુંકુંમમ અક્ષત સમર્પયામિ.
ધૂપમ સમર્પયામિ.
દીપમ સમર્પયામિ.
નૈવેદ્યં સમર્પયામિ.

આરાર્તિક્યમ્ સમર્પયામિ.
પ્રદિક્ષણામ સમર્પયામિ.
મંત્ર પુષ્પાંજલિં સમર્પયામિ.



મનુષ્ય ઉંઘે છે તે વખતે ઘન સુસુપ્તિ અવસ્થામાં જીવ બ્રહ્માશ્રિત થઇ લયની સ્થિતિમાં હોય છે. અત્રે લય શબ્દનો અર્થ જણાવવાની જરૂર છે. જેવી રીતે એક ચંબુમાં સમુદ્રમાંથી જળ ભરી દટ્ટો માર્યો હોય પછી તે ચંબુને સમુદ્રમાં ડુબાડી મુકી દઇએ. તો ચંબુમાનું પાણી સમુદ્રમાં ભળી જશે નહિ. જ્યારે ચંબુને પાછો કાઢીએ ત્યારે ચબુમાંનું પાણી સમુદ્રના પાણીથી જુદું હતું તેવુંને તેવું સમુદ્રના પાણી સાથ ભેળશેળ થયા વગરનું રહે છે. ચંબુમાંનું પાણી અલ્પશકિત છે. અને મહાસાગરનું પાણી મહાશકિત છે તેમ છતાં બંનેનુ પાણી તે એક સમુદ્ર જળ છે. તેમાં કશો ભેદભાવ નથી. સમુદ્રના પાણીનું નામ ચિતિશકિત છે.

ઉંઘ એ સુખની સ્થિતિ છે. મુર્ચ્છા એ દુઃખની સ્થિતિ છે. ગાંડાપણું અથવા છાકટાપણું એ રોગની નીશાની છે માટે એ બધી સ્થિતિને એક સરખી જાણવી નહિ. અને તે હૃદયાન્તરગત અંતર્યામિની સાક્ષી આંબાના ઝાડ ઉપર કેરી લટકતી હોય અને તેની ગોટલીની અંદર જેમ ઝડતું બીયું એ ઝાડ વચ્ચે સતેલું હોય છે તે પ્રમાણે હૃદયના બે વેન્ટ્રીકલસ (Bentricles)માં જીવ અને શીવ રહે છે. અને શીવ જે અંતર્યામી બ્રહ્મ દેહમાં વસેલો છે તે ધપકારા કરી શ્વાસોશ્વાસ ચલાવે છે તેથી કરીને એ માણુસ મુડદાં રૂપે થતો નથી. પણ આનંદથી ઊંઘ લે છે. એ પચ કોશ-માંના આનંદમય કોશમાં સુખે ઊંઘ લે છે. જ્યારે જાગૃત અવસ્થામાં આવે છે ત્યારે બારીમાં જેમ માણુસ બેસીને બધા રસ્તા જુએ છે તે પ્રમાણે નેત્ર સ્થાનમાં જીવ રહે છે. તે બ્રહ્મનું સંસ્ફુરણ છે. એટલા માટે જેને શુદ્ધ સંસ્કાર બાંધ્યો હોય તેણે નિર્મળ થયેલા અંતરમાં જે પદાર્થનું દર્શન થાય અથવા જે કાંઇ બોલે તેમાં તતપદાર્થમાં જો બ્રહ્મ ભાવના રહે તો નિર્મલ અંતઃકરણમાં ખરી છાપ પડે છે. અને અંતર શુદ્ધિ થાય છે પણ જો કુત્સિત્ પદાર્થનું દર્શન કરવામાં આવે અને તેમાં બ્રહ્મ ભાવના ન કરે તો ખરી છાપ પડતી નથી એટલા માટે તેજોમય પદાર્થ જેવા કે સૂર્ય, અગ્નિ, ગાય, સંત, સતિ, ઇત્યાદિના દર્શન ઉઠતાં વારને કરવાં અને શંકરનું નામ સ્મરણ કરવું તેથી દિવસ સારો જાય છે.

રાત્રીના ચોથા પહોરના ત્રીજા મુહુર્તથી બ્રાહ્મ મુહુર્ત કહેવાય છે, ૫૫ ઘડીથી ઉષ:કાળ ૫૭ ઘડીથી અરૂણોદય ૫૮ થી પ્રાતકાળ અને ત્યાર પછી સૂર્યોદય થાય છે તે સમયે સૂર્યને અર્ઘ આપવા અને અગ્નિમાં હોમ દેહરૂપી બંધનથી છૂટવા માટે કરવો.

**ષોડષોપચાર પૂજન.**

ભસ્મ ધારણમ—ૐ **त्र्यंबकं यजामहे सुगंधम पुष्टिवर्धनम् उर्वारुकमिव बन्धनात् मृत्यु मुक्षिय मामृतं ॥**

જગતમાં ગરમી અને શરદી એ જીવનતત્વમાં મુખ્ય સાધન ગણાય છે. ત્રણ જ્યોતિ ગરમીની.

**१ सूर्यो ज्योति हिः । २ अग्नि ज्योति हिः । ३ विद्युतो वेगवंताहा.**

હવે ત્રાજવાનો કાંટો જેમ બરાબર રાખવામાં આવે છે તેમ આ ગરમીનું શમન કરવા માટે

**चंद्रो ज्योति हिः आपो ज्योतिः इन्द्रो ज्योति** (મેઘ)

આ વસ્તુઓવડે કરીને આખા વિશ્વમાં ઉત્પત્તિ સ્થતિ લય અને પ્રગતિ થયા કરે છે. એમ છતાં પણ આખરે સર્વ પ્રાણીમાત્ર વીગેરે સર્વ કોઇ ભસ્મ થઇ જવાનું છે. એ બદલ નીચે પ્રમાણે મંત્ર છે.

ૐ **अग्निरिति भस्म, वायुरिति भस्म, जलमिति भस्म, स्थलमिति भस्म, व्योमेति भस्म, सर्व हवा इदं भस्म पतानि चक्षुषी भस्मानीति.**

અગ્નિ ચંદ્ર અને સૂર્ય એ ત્રણ આ વિશ્વરૂપમાં શંકરની આંખ હોય તેવા પ્રત્યક્ષ છે. કે જેનાથી આ વિશ્વના સઘળા પદાર્થો નેત્રમાં જ્યોતિરૂપે રહી દેખાવ છે.

સુધારકોની આંખે આ સર્વ જડરૂપ દેખાય છે. અચેતન દેખાય છે પણ તેમ નથી. આ જગતમાં એક પણ પરમાણુ ચૈતન્ય રહિત નથી. તેમાં કોઇ અદ્દભુત મહાન શકિત, જ્ઞાનસ્વરૂપે ક્રિયા કરતી સતત્ સર્વકાળમાં રહે છે.

હેતુ નિયમ અને અચિતન્ય અદ્દભુત રચના આ જગદવિલાસી પ્રચંડ શકિતએ રચી છે. તેથી ભકતજનોને સમષ્ટિરૂપ ઇશ્વર પ્રત્યક્ષ જણાય છે.

## आचमनम्.

ॐ **आत्मतत्वाय शोधयामि स्वाहा**
ॐ **विद्या तत्वाय शोधयामि स्वाहा**
ॐ **शिवतत्वाय शोधयामि स्वाहा**

આ પ્રમાણે મંત્ર બોલતાં જળ ત્રણ આચમન કરવાં એનાથી એટલે જળ પ્રાસન કરવાથી શરીર મન અને આત્મા સ્થિર થાય છે. આચમનની મતલબ એવી છે કે મારા જીવાત્માનું તત્વ ( એનરજી ) જે છે તેને હું શોધું છું. અને તે અંતર્યામિરૂપ તત્વ મને પ્રેરણા કરો.

જ્ઞાનનું તત્વ (એનરજી) તે મને સંપુર્ણ બ્રહ્મવિદ્યા આપી મારા અંતરમાં પ્રકાશ કરો. ઉત્તરોત્તર મારૂં કલ્યાણ કરનાર પ્રગતિ આપનાર, જે શિવતત્વ (એનરજી) છે તે મને સન્માર્ગ દર્શાવી સ્વીકારો.

આ આચમનનો લક્ષ્યાર્થ છે.

## अथ ध्यानम.

આ જગતમાં નામ અને આકારના ભેદથી માયાવી ક્ષણીક પદાર્થો વ્યવહારમાં અનેક નજરે જણાય છે. તે પ્રતિક્ષણે પલટાતા જાય છે. એ પણ સર્વ કોઇને જણાય છે. પણ તેમાં રહેલું બ્રહ્મતત્વ જે ચૈતન્ય સમષ્ટિરૂપે ક્રિયા કરાવે છે. તે અદ્રશ્ય અવ્યવહાર્ય, અલક્ષણ અને અચિંત્ય છે. તે મારૂં દૃષ્ટ સ્વરૂપ મારા ધ્યાનમાં આવો. એમ કહી નીચે પ્રમાણે ધ્યાન કરવું.
જે દેવનો જે ઉપાસક હોય તે દેવનું તેણે ધ્યાન ધરવું.

## अथ शिवध्यानम्.

## भुजंगी वृत.

અકંઠે કલંકાત્ અનંગે ભુજંગાત્
અપાણૌ કપાલાત અભાલે ન લાક્ષાત
અમૌલૌ શશાંકાત, અવામે કલત્રાત
અહંમ દેવ અન્યં ન મન્યે ન મન્યે;

આ શ્લોકમાં વિશ્વરૂપનું દર્શન છે. જેને કંઠ નથી (એવું એનરજી) પણ જેના કંઠમાં વિષનું કલંક છે. જેને શરીર નથી (એવું એનરજી) પરંતુ જેનું સમષ્ટીરૂપ અંગ છે તે ઉપર ભુજંગો છે. જેના મસ્તક ઉપર મુગટ નથી પણ જેના સમષ્ટિરૂપ મસ્તક ઉપર ચંદ્રનો મુગટ બિરાજે છે. જેને ડાબી બાજુ નથી પણ જેના ડાબા પડખામાં (મેટર) માયારૂપ સ્ત્રી છે. એવા [illegible] અને [illegible] [illegible] હું ધ્યાન કરૂં છું. તે [illegible] હું [illegible] કોઇ દિવ્ય શક્તિને જાણુતો નથી. માત્ર તેનું હું ધ્યાન ધરૂં છું.

## શિખરિણી વૃત.

ગણેશં ગાણેશાઃ શિવ ઇતિચ શૈવાશ્ચ વિબુધાહાઃ
રવિમ્ સૌરાઃ વિષ્ણુમ, પરમ પુરૂષમ્ વિષ્ણુભજકાહાઃ
વદત્ ત્યેકે શકિતં જગદુદય રક્ષા પ્રલય કૃતઃ
ન જાને કિં તસ્મૈ નમ ઇતિ પરબ્રહ્મ સકલમ્

ભૂત ગણો અને પંચમહાભૂતના ઇશ્વર, પંચમહાભૂતોને ચલાવનાર ગણનાયક ગણપતિને નામે તેને (એનરજીને) ભજે છે જેઓ શૈવ છે તે શિવ તરીકે ભજે છે. સૂર્યના ઉપાસકો રવિ કહીને જેને પૂજે છે. વિષ્ણુનું ભજન કરનાર વૈષ્ણવો જેને વિષ્ણુ કહીને પૂજે છે. કોઇ તેને પરમ પુરૂષ કહીને પૂજે છે. કોઇ જગદંબા કહિને એ અચિંત્ય અદ્‌ભુત શકિતને પુજે છે. કોનું ધ્યાન ? અને કોનું પુજન કરવું તે સમજાતું નથી. માટે એ સર્વ કોઇ પરબ્રહ્મના વિવિધ સ્વરૂપો છે તેનું હું ધ્યાન ધરૂં છું. ઇત્યાદિ ધ્યાનના અનેક પ્રમાણો છે. ધ્યાન ધરવાના અનેક શ્લોકો છે. પણ તે અહીં લખતાં ગ્રંથ વિસ્તાર થાય અને ભકત મુંઝાય તે ભયે અત્રે દર્શાવતા નથી. જેની ઉપાસના જેને ગમે તેણે તેની ઉપાસના કરવી કારણકે સ્ટીમ એનજીનની વરાળ નાના મોટા સર્વ ચક્ર ચલાવી રહી છે તે પ્રમાણે માયાના સર્વ પરમાણુઓમાં એકજ ચૈતન્ય શકિત વિવિધ નામરુપે રહેલા નાના મોટા પદાર્થોમાં વસી આ જગતની સ્થિતિ લય અને ઉદ્‌ભવ કરે છે.

### मंत्र.

अपसर्पन्तु ये भूता ये भूता विघ्न संस्थिताहाः
ये भूता विघ्नकर्ताराहाः पलायंतु शिवाज्ञया:

અર્થ—જે વામી રાક્ષસો અટકચાળા સ્વભાવના છે. અને જે દારૂ પીને તોફાન મચાવી રહ્યા છે નાસ્તિક છે. જેઓ વારંવાર સંત સાધુ સતિને પીડા કર્યા કરે છે. તેઓ શિવની આજ્ઞાને લીધે દૂર ચાલ્યા જાઓ. એમ કહી હાથમાં ચોખા લઇ સર્વ દિશાએ ઉરાડવા.

आगमार्थन्तु देवानां गमनार्थं तुं राक्षसाम्
भक्तानां संमेलनार्थाय घंटानाद करोम्यहं

દેવોને અત્રે પધારવા માટે અને રાક્ષસોને જતા રહેવા માટે ભકત લોકોને અહિ એકઠા થવા માટે (સંમેલન માટે) હું ઘંટાનો નાદ કરૂં છું.

घंटायै व्ये नादब्रह्म रूपणि नमः गंधाक्षतेन पूजयामि
આ પ્રમાણે કહી ઘંટડી વગાડવી.

आवा नम्.

तमीशानं जगतस्तस्थुसंस्पतिं धियं जीन्वमवसे महेंद्रयम्
पूषांनो यथा वेदसा मसदवृधे रक्षिता पायुरदब्ध स्वस्तये.

(ઋગવેદ ૧-૬-૧૫-૫)

બ્રહ્મનું આવાગમન થઇ શકતું નથી. કારણકે તે સર્વત્ર વ્યાપક છે. અને દેહ રહિત છે. માટે સગુણ બ્રહ્મ જે શંકર સદાશિવ જગન્નિયામક પ્રશાસન કર્તા સ્થાવર જંગમના માલિક ઇશ્વરને અમે અમારી બુદ્ધિની અંદર પ્રેરણા કરવા માટે અમારા અંતર્યામિને પોકાર કરી બોલાવીએ છીએ.

જે પ્રમાણે સુક્ષ્મ એવી વરાળનું બરફ થઇ જાય છે. તે પ્રમાણે નિર્ગુણ બ્રહ્મ પરમાણુરૂપમાં પેસી તને ઇચ્છા અનુસાર ઘન બનાવી દે છે. તે મુજબ નિર્ગુણમાંથી ઇશ્વર અને પંચમહાભુત તથા તેના પુતળાં એટલે પ્રાણી પદાર્થો નિપજાવે છે. આ શકિત યોગીને પ્રાપ્ત થાય છે. જ્યારે ભુતજય થાય છે. અને ઇંદ્રિયજય થાય છે. ત્યારે ભુતેન્દ્રિયો યોગીની ઇચ્છાને વશ થાય છે. વિસ્તાર ભયે વિશેષ ન લખતાં જીજ્ઞાસુએ અમારૂં પાંતજલ યોગસૂત્ર પાનું ૫૩ પાદ ૩નું સૂત્ર स्थुल स्वरुप सुक्ष्मानि-० એ જોવું તથા भूत जया-०

ग्रहण स्वरुपा स्मिता. પાનું-૫૫ સૂત્ર ૪૬ પાદ ૩

इन्द्रिय जयाः

આ સૂત્રો ઉપરની અમારી ટીકા જોવી.

અમારા અતર્યામિને અમે પોકાર કરી અત્રે બોલાવીએ છીએ.

आगच्छ देव देवेश तेजोराशे जगत्पते
क्रियमाणं मया पूजा ग्रहाण परमेश्वर ॥

હે દેવોના દેવ મહાદેવ (જ્યાં મહા શબ્દ વપરાય છે તે ઇશ્વર કોટીને માટે છે. જ્યાં મહા શબ્દ વપરાતો નથી તે દેવ કોટી છે) તમે અત્રે પધારો તમે તેજોમય કોટી કોટી સૂર્યની પ્રભા સરખા તેજસ્વી છો. જગતના પતિ અને પાલનહાર છો. મારે તમારી પૂંજા કરવાની છે માટે હે પ્રભો તે સ્વીકારજો.

હાથમાં અક્ષત લઇ

ॐश्री महादेवाय नमः सच्चिदानंद स्वरुपिणे आसनं समर्पयामि આ મંત્ર બોલી ચોખા સિંહાસન પર નાંખવા.

तेजोमयाय नमः चिन्मनाय नमः ज्ञानस्वरुपिणे श्री शंकराय नमः पादयोहो पाद्यं समर्पयामि

એમ કહીને મહાદેવના પગ ધોવડાવીએ છીએ એવી ભાવના કરવી અને આચમની વડે તાંસકમાં પાણી રેડવું. ત્યાર પછી એક અર્ધ્યમાં ગંધાક્ષત પુષ્પજળ નાંખી ૐ [illegible] નમઃ અર્ધ્યસમર્પયામિ એમ કહી અર્ધ્ય આપવા.

आचमनम् शुद्धोदकेन आचमनं समर्पयामितेन प्रसिद् परमेश्वर॰

स्नानम्॰

श्री शंकरायनमः अखंडैश्वर्याय नमः
विभवे नमः अनंताय नमः सर्वस्वरूपिणे नमः
शुद्धोदकेन स्नान समर्पयामि

આ મંત્ર બોલી પંચામૃતથી મહાદેવને સ્નાન કરાવવું અને દીવા કકડા વતી લુછી નાંખી આસન ઉપર બેસાડવા અને ફરી આચમન આપવું.

भस्मलेपनम. ત્ર્યંબક મ૦ મંત્ર ભણીને ભસ્મ લેપન કરવું.

गंधम् गंधद्वाराम दुराधरसाम नित्य पुष्टांम करिशिणि इश्वरिम सर्व भुतानां मुपवह्ये श्रीयम

આ પ્રમાણે ભણીને ચંદન ચડાવવું.

સર્વ ઐશ્વર્યની પ્રાપ્તિને અર્થે સુગંધીમય આ ચંદન હે ચંદ્ર મૌલિ મૃત્યુંજય તમારા શરીરે અર્પણ કરૂં છું. તે આપ પ્રીતિથી સ્વીકારો. અતિ શોભાયમાન એવું આ ચંદન રોગનાશક, અને સુંદર અમોને કલ્યાણપ્રદ થાઓ.

अक्षताः स्तडुंला शुभ्रा कुकुंमे न विराजीता
मयानिवेदिता भक्त्याः ग्रहाण परमेश्वर

હે સર્વ ઐશ્વર્યને આપનાર પ્રભો ? આ આખા શ્વેત અને કુકુંમ યુકત શોભાયમાન ચોખા આપને ચઢાવું છું મેં ભકિતવડે આપને અર્પ્યા છે. તે સ્વીકારી અમને કૃતકૃત્ય કરશો.

पुष्पम्॰

सेवंतिका बकुल चंपक पाटलाब्ज पुन्नाग जाति करवीर रसाल पुष्पैः
मया निवेदिता भक्ता ग्रहाण परमेश्वरः

વિવિધ પુષ્પો જે મેં આપને ભકિતથી અર્પણ કર્યાં છે. તે સ્વીકારી લેશો. હે કરૂણાનિધિ આપની કૃપા કટાક્ષવડે મને સન્માર્ગે બતાવી આપની ભકિત આપો.

## बिल्व पत्रं.

त्रिदलं त्रिगुणाकारं त्रिनेत्रं च त्रयायुधम्
त्रि जन्म पाप संहारम एक बील्वं शिवार्पणम् ॥
त्रि शाखैर बिल्वपत्रैश्च ह्यच्छिद्रैः कोमलैः शुभैः
मया निवेदता भक्त्या ग्रहाण परमेश्वर

આ મંત્ર બોલી બીલ્વ ચઢાવવા.

धूपम दिपम नैवेद्यम पंचामृतम्

ॐ प्राणाय स्वाहा ॐ अपानाय स्वाहा ॐ व्यानाय स्वाहा उदानाय स्वाहा समानाय स्वाहा मध्ये पानियम आचमनम्

એમ કહી એક ઝારીમાં પાણી ભરી ભગવાનને ધરાવવું.

धूपमाघ्रापयामि दिपं दर्शयामि नैवद्यं समर्पयामि

## आरार्तिकं.

એમ કહી દીવો અને આરતી સળગાવવી.

विश्वज्योति रुपाय साक्षात वन्हि रुपाय
प्रत्यक्ष दिपोज्योति नारायणाय नमः
चिन्मूर्तेय नमः गंधाक्षत पुष्पेण पुजयामि

આ મંત્ર બોલી આરતી કરવી. અને મંગલનાદ કરવો. ઘંટા વગાડવી.

नमो ब्रह्मणे नमो स्त्वग्नये नमः पृथ्व्यैद्दहि नमो औषधीभ्यां नमो वाचे नमो वाचस्पते नमो विष्णवे महते करोमि

એક ચૈતન્ય જેને પરબ્રહ્મ એવું કહે છે. તે આખા વિશ્વમાં અને વિશ્વના સર્વ પદાર્થોમાં અંતર્યામિરૂપે વશી આ અખિલ વિશ્વમાં સર્વ ક્રિયા કરાવે છે. જે સર્વાધાર છે. સર્વ નિયામક છે. સર્વને પ્રકાશન કરનાર છે. મન વાણી અને તર્કથી અગમ્ય છે. અવ્યવહાર્ય છે. નિર્ગુણ છે. તો પણ જે ભક્તની કામના પૂરવાને અર્થે જેવું જેવું ધ્યાન ધરે છે. તેવા તેવા આકારમાં તેને દર્શન આપી તેની મનકામના પુર્ણ કરી ઉદ્ધરે છે. એવા શ્રી પંચવદન પરમેશ્વરને આ આરતીવડે ઓવારૂં છું. તે મને દ્રષ્ટિગોચર થાઓ. જે પ્રમાણે અદૃશ્ય વાતાવરણનું જળ એક ઝાડના આકારમાં પેશી નાળીયરનું ઝાડ અને કોપરૂં બનાવી ઘનીભૂત થાય છે. અને સ્વાદે મીષ્ટ લાગે છે. ભક્તના પેટ ભરે છે. તે પ્રમાણે સર્વ અન્ન ઔષધિમાં રહેલા અને પ્રાણિ

માત્રમાં રહેલા શ્રી શંકર ભગવાનરૂપ ધારણ કરે છે. કારણકે વિશ્વરૂપનું દર્શન થતાં જે પ્રમાણે અર્જુન ગભરાઇ ઉઠયાં અને કહ્યું કે હે પ્રભો તમારૂં આ વિશ્વરૂપ મારાથી જોઇ શકાતું નથી. માટે તમે નાના સરખા મૂળરૂપે થઇને મને દર્શન આપો. તો હું તમને જોઇ શકીશ. તે પ્રમાણે શંકરને પણ પોતાના ભકત વિનવે છે.

मंगलं भगवान विष्णु मंगल गरुडध्वज
मंगल पुन्डिरीकाक्ष मंगलाय तनो हरि
सर्व मंगल मांगल्ये शिवे सवार्थ साधिके
शरण्ये त्र्यंबके गौरि नारायणि नमो स्तुते

એમ કહી આરતી ઉતારી ભોંય ઉપર મુકી જળની પ્રદક્ષિણા કરવી. દેવને આશકા આપી પછી પોતે લેવી અને હાથ ધોઇ નાંખવા. અને બીજાને આપવી.

દેવને નવડાવેલું પંચામૃતવાળું પાણી પોતે ત્રણ વખત નીચેનો મંત્ર ભણીને હાથેળીમાં લઇ પીવું અને બીજાને આપવું.

अकाल मृत्यु हरणं सर्व व्याधि विनाशनम
श्री शंभो पादोदकं पावनं शुभम

**प्रदिक्षणाम**

ફુલ લઇને મહાદેવની આજુબાજુ ફેરવવું અને શિવાલય હોય તો શિવાલયની પ્રદિક્ષણા કરવી.

पापोहं पापकर्माहं पापात्मा पाप संभवा:
आहिमान देव देवेश सर्व पाप हरो हरि:
यानि कानिच पापानी जन्मान्तर कृतानीच
एतानी सर्व विनश्यन्ति प्रदक्षिणि पदे पदे:

એમ કહી મહાદેવને ફુલ ચઢાવી દઇ હે પ્રભો ? આપનું નિર્ગુણ સ્વરૂપ જે સત્યજ્ઞાન અને અનંતરૂપ છે. તે હું જાણવા સમર્થ નથી માટે આપનું સગુણ સ્વરૂપ એટલે માયાના નિયામક પંચવદન પરમેશ્વર સગુણ મૂર્તે ! આપની પ્રદક્ષિણા કરી આ સાષ્ટાંગ દંડવત નમન કરી અજ્ઞાન તીમીર ગ્રસ્ત અને જડમાં વિટળાયલો અને શેળભેળ થયલું આ મારૂં જીવ સ્વરૂપ જે કે શુદ્ધ ચૈતન્ય છે. તે સ્વરૂપસ્થ સ્થિતિ પામવા હું અસમર્થ છું. આપ વિશ્વવિલાસી ભકત વત્સલ ભકતનો ઉદ્ધાર કરનાર અંતર્યામિરૂપે મારા હૃદયાકાશમાં વસો છો. મારી અતિ નિકટ છો. હું તમારો સખા છું. આપણે

આપણા ત્રણે સ્વરૂપ એટલે કે ૧ શુદ્ધ ચૈતન્ય પ્રજ્ઞાન નિર્ગુણ સ્વરૂપ. ૨ ઇશ્વર સ્વરૂપ જગત નિયંતા માયાના સ્વામી જગદાધાર છો. ૩ અહંમમત્વવાળું મારૂં કાદવમાં હીરો ઢંકાઇ ગયલો હોય તેના સરખું અવિદ્યા ગ્રસ્ત કલિકલેશમય દુઃખ દારિદ્રયમાં દેહાધ્યાસથી અંધ થયલું મારૂં વ્યષ્ટિ સ્વરૂપ જે જીવ છે તે મળી ત્રણે સ્વરૂપો એકજ ચૈતન્ય છે. તેનું મને ભાન કરાવો.

फल तांबुल दक्षिणाम समर्पयामि ।

એમ કહી બ્રાહ્મણને દક્ષિણા આપવી. દાન આપવું ભોજન કરાવવું ઇત્યાદિ ધર્મ કૃત્ય કરવાં.

मंत्र पुष्पांजलिम.

सद्योजातं प्रपद्यामि० सद्योजाताय वै नमो नमो०
भवे भवे नाति भवे भवस्मान भवोद्भवाय नम: ॥

આ પ્રમાણે ફુલ લીધા હોય તે ભગવાનને વધાવવા.

स्तुति पाठम.

अपविन्न पवित्रो वा सर्वावस्थांगतो पित्रा ।
यत्स्मरेत पुन्डरीकाक्ष सबाह्याभ्यंतर शुची: ॥
काले कृतं अकाले वा श्रद्धयाश्रद्धया पीवा ।
न्यूनं संपूर्ण तामयातु सद्यो वंद्ये त्मच्युनम ॥
अन्यथा शरण नास्ति त्वमेव शरणमम ।
तस्समात कारुण्य भावेन रक्ष रक्ष महेश्वर ॥

जानामि धर्म न च तत प्रवृत्ति जानाम्य धर्म न च त्तनिवृत्तिं ।
केना पि देवे न हृदिस्थितेन यथा प्रयुक्तोस्मि तथा चरामि ॥
प्रजापते नत्व देतान न्यो विश्वाजातानि परिता बभुव ।
यत्कामास्ते जुहुम स्तन्नो अस्तुवयम स्याम पतयो रईनाम ॥

હે વિશ્વના પાલનહાર પ્રભો આ વિશ્વની રચના કરી તેના ધાતા, પ્રશાશિતા નિયંતા અને આધાર રૂપ સર્વોપરિ આપ એકજ છો.

અમારી જે જે મન કામનાઓ છે તે આપના સમષ્ટિરૂપ નિર્ગુણ સ્વરૂપમાં સમર્પણ કરીએ છીએ તેથી કરીને અમારા સર્વ શુભ સંકલ્પો ફળીભુત થાય અને અમોને સર્વ ઐશ્વર્ય પ્રાપ્તિ થાય.

शिव तत्वं न जानामि की दृसोसि महेश्वर: ।
यादृसोसी महादेव तादृसाय नमो नम: ॥

હે પ્રભો અમારૂં કલ્યાણ શેમાં છે અને અકલ્યાણ શેમાં છે એ વસ્તુનો નિર્ણય કરવા અમે સમર્થ નથી. એ તત્વ જાણવા અમારૂં સામર્થ્ય નથી. આપ કેવા છો તે પણ અમે જાણતા નથી. એટલે આપના ગુણકર્મ સ્વભાવ જે વેદ શાસ્ત્રમાં વર્ણન કર્યા છે તેને અમે જાણતા નથી એટલા માટે આપ જેવા છો તેવાને આ અમારૂં નમન હજો.

कायेन वाचा मनसेन्द्रियैर्वा बुध्यात्मना वा प्रकृतिस्वभावात ।
करोमि यद्यत सकलम परस्मै सदाशिवायेति समर्पयामि ॥

अपराध सहस्त्राणि क्रीयते हरनिशं मया ।
दासो हं मिति माम मत्वा क्षम्यतां परमेश्वर ॥
करचरण कृतं वा कायजं कर्म जव्वां ।
श्रवण नयन जव्वां मानसं वा पराद्य ॥
विहितम विहितं वा सर्वमे तत्क्षमस्व ।
जय जय करुणाब्धे श्री महादेव शंभो ॥

ॐ तत्सत ब्रह्मार्पणमस्तु.

अजात पक्षाइव मातरम खगाः स्तन्य यथावत्स तरो रुहालोः ।
पितेव पुत्रस्य सखैव सख्युहु प्रिय प्रियाणा मिव द्दिर्घ दर्शाना ॥
यथा तरोर्मुल निशेच नेन तर्प्यंति तत स्कन्ध भुजोपि शाखाः
प्राणोपहाराणि यथेन्द्रियाणि तथा अर्हणम अच्युत पाद पद्मम ॥

ઈત્યાદિ અનેક શ્લોકો છે તે ઠેરઠેર જ્યાં હોય ત્યાંથી જોઈ લેવા જે શ્લોકોના સ્પષ્ટ અર્થે છે તે અમે ગ્રંથ વિસ્તાર ભયે અત્રે લખ્યા નથી.

હે પ્રભો ! આપ અનુભવ ગમ્ય થવા માટે મેં આ જગતના વિષય સુખોને તિલાંજલિ આપી છે. આપીને કરૂણા પ્રાપ્ત થવા માટે અને દેહનો અધ્યાસ છૂટવા માટે મેં પંચજ્યોતિ સેવી યમ નિયમાદિકનું પાલન કર્યું. તેમજ ક્ષુધા તૃષા નિવૃત્ત થઇ ચિત્તની એકાગ્રતા થવા માટે અને આપના દર્શન થવા માટે અન્નનો આહાર તજી જપ તપ વ્રત ફૂલાહાર ઉપર ક્ષુધા નિવૃત કરી તથાપિ આપના દર્શન થયાં નહિ. તો હવે હું આપના દર્શનની આકુળતાવાળો ઘર છોડી શું વનમાં જાઉં કે અમારૂં મસ્તક કાપીને આપના ચરણમાં મુકું કે શું કરૂં તે સુઝતું નથી. શું મારી આ છાતી ચીરીને હૃદયાકાશમાં રહેલા અંતર્યામિની ઝાંખી કરૂં હે પ્રભો ? વેદ અને શાસ્ત્ર કહે છે કે તમારો અને મારો સંબંધ પિતા પુત્ર વત છે. તેમ છતાં આપ વારંવાર મને ખાસ કહી બોલાવો છો તો હવે મને ક્યાંછો ? મને કેમ દેખાતા નથી. તો

શું વિષ ઘોળીને મહા પુણ્યવડે મેળવેલી અને મોક્ષ તીરે જવા માટેની આ કાયારૂપી નૌકા મેં ખરીદ કરી છે તેનો વિષપાન કરીને અંત આણું ? પણ એમ કરવાથી મારા ઉપર કાયરપણાનો દોષ પ્રાપ્ત થશે. અને આપના નામ સ્મરણમાં એવો ગુણ છે કે તે વિષનું અમૃત બનાવી કાયારૂપી કેદખાનાને પ્રલયાંત પર્યંત અમર બનાવી દે છે તો હવે મારૂં વિષ પીધેલું પણ ક્યાં રહેવાનું ? એતો અમૃત થઇ જશે. જો તમે મારા પાપને લીધે કોપાયમાન દ્રષ્ટિ કરતા હશો તો જ્યારે હું ગભરાઉં છું ત્યારે મને ધીરજ કેમ આપી રહ્યા છો. મારો અંતજ આણોને ? વારંવાર જન્મ મરણથી હું કંટાળી ગયો છું. હે શત્રુ વિનાશક ? હું તો ઘર છોડી વનમાં જાઉં છું. હવે ફળ પણ ખાવાનો નથી એક ઝાડના પાંદડા ખાઇને પ્રાણ ટકાવી રહીશ. જ્યારે હું આંખ મીંચું છું ત્યારે આપના જ્યોતિમયરૂપના દર્શન થવાને બદલે અંધારૂં દેખાય છે. તો હવે પાંદડા ખાવા પણ મૂકી દઉં છું.

અહો શું આશ્ચર્ય ? પાંદડા ખાવા છોડી દીધાં તોયે પ્રાણ જતો નથી સમજ્યો ? જલપાનથી પ્રાણ ટકે છે. માટે હવે પાણી પણ પીવાનો નથી. તેમ કરવા છતાં પણ આ પ્રાણ કુંભકરૂપે દેહમાં ટકી રહ્યો છે. એ નિસ્પંદ ભાવે રહ્યા છતાં આ મારી અડધી ઉઘાડેલી આંખ અને નાસાગ્રદૃષ્ટિ અને રકતાભિસરણ જેમના તેમ સ્થિર થઇ ટકી રહ્યાં છે. તો હવે મારે શું કરવું. હૃદયાકાશમાં આપનું ચિંતન કરી ધ્યાન ધરૂં છું. ત્યારે કોઇ કોઇ વખત એવો શબ્દ સંભળાય છે કે,

આવ આવ હજુ પાસે આવ.

તો હવે હું કોની પાસે આવું. કયાં આવું ?

કાંઇ સમજાતું નથી. માટે હે કરૂણાસાગર ? આપના વિના મારે હવે શરણ નથી. હું પંચકોશાતિત થયો છતાં પણ આપ કેમ જણાતા નથી. અષ્ટમહાસિદ્ધિઓ પોકારે છે કે એણે તો પ્રાણ જીત્યા, મન જીત્યું ભૌતિક પદાર્થ અને પંચ મહાભુતની ઉપર પગ મુકયાં, કર્મ તજ્યાં, ઇન્દ્રિયોને દૂર હાંકી મુકી તો હવે આપણને તો એ કયાંથી લેખવશે ? એ તો જાણતો હશે કે અમારૂં અસ્તિત્વજ નથી. હવે તો મારી બુદ્ધ પણ ચિંતન કરવા અસમર્થ થઇ છે. પણ અરે આ શું ? મારા વ્યષ્ટિ દેહમાંથી મારો હાથ પકડી મને સમષ્ટિરૂપમાં કોણ ખેંચી જાય છે ? શું એ તે ઇન્દ્ર હશે, બ્રહ્મા હશે, વિષ્ણુ હશે, કે નેત્રત્રયવાળા પેલા શંકર હશે.

અહો આ ઝગઝગાટ શેનો છે ? હું શું દેખું છું. એની આગળ ચંદ્ર સૂર્ય અગ્નિ અને વિદ્યુત ઝાંખા પડી ગયા છે. પણ આ પ્રકાશને માટે શું કરવું ? હા, સમજ્યો, આ પ્રકાશ તો મને મારૂં ચિંતન અને ધ્યાન ભસ્મ કરી દઇ મને લયમાં નાંખે છે. તો પછી હવે સ્વરૂપ સ્થિતિ તો હજી બહુ દૂર રહેલી છે ત્યારે હવે ધ્યાન કેમ થાય ? લયમાં તો સર્વ ચૂપાચૂપ ન બોલે ન ચાલે. હા, આતો સ્વરૂપસ્થ સ્થિતિ પ્રાપ્ત થએલી જણાય છે. હું ધન્ય છું હું ધન્ય છું. હું ચિદ્ ઘન શાંત અને આનંદ છું. મારી દ્વૈત ભાવના ટળી ગઇ. જીવરૂપ જતું રહ્યું અહંકાર તો કોણ જાણે ક્યાં બળી ગયો. હું તો સર્વ શક્તિ સર્વના બીજરૂપ સર્વોત્પાદક સર્વાધાર છું. મારા વિના જેને શાસ્ત્ર બ્રહ્મ તત્વ કહે છે તે બીજું કોઇ નથી તે હુંજ મારૂં મૂળ સ્વરૂપ હું પામ્યો—મને હવે કશી ઇચ્છા નથી. હું જે ચાહું છું તે થાય છે. કામધેનું તે હું. કલ્પ વૃક્ષ તે પણ હું. ઇન્દ્ર બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર તે પણ હુંજ છું. હું સર્વ અને સર્વ રૂપ છું. ૐ શાંતિ શાંતિ શાંતિ.

બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરી પુજન કરવાથી શું ફળ થાય છે તે.

**मातेव रक्षति पितेव हिते नियुंक्ते कांतेव लालयती यत त्यपनिय खेदः वित्तं तनोति वितनोति च दीक्षु कीर्ति किंकिं न साधयति कलपलतेव विद्या।**

વિદ્વાનની સ્થિતિ અને અવિદ્વાનની સ્થિતિ સમજવા માટે એક દૃષ્ટાંત આપીએ છીએ.

એક લાર્ફીંગ ગેલેરીના હોલમાં અનેક કાચના તકતા ગોઠવેલા હતા તે એવી રીતે કે જો એક માણસ તેમાં પેસે તો પહેલા તકતામાં એક પ્રતિબિંબ પડે એ પ્રતિબિંબ સામા તકતામાં પડવાથી બે માણસ દેખાય. ત્રીજા તકતામાં તે પ્રતિબિંબ પડવાથી ત્રણ માણસ દેખાય. એ પ્રમાણે એક બીજા તકતામાં પ્રતિબિંબ પડવાથી હજારો પ્રતિબિંબ દેખાયા કરે. તેનો તે માણસ લાંબો, પાતળો જાડો ટુંકો એવો વિચિત્ર પ્રતિબિંબમાં દેખાયા કરે. ઉદયપુરના રાણાએ મીરાંબાઇને મારી નાંખવા માટે તરવાર મારી ત્યારે એક મીરાની બે થઇ. બેને કાપી ત્યારે ચાર થઇ અને ચારને કાપી નાંખી ત્યારે આઠ થઇ. અને જેમ જેમ કાપતા ગયા તેમ મીરાં વધતી ગઈ. આખરે રાણાજી થાકયા અને આતો કોઇ જાદુગર સ્ત્રી છે એમ ગણી તેને નમી પડયા તે પ્રમાણે તકતામાં પણ થાય છે.

હવે એ લાફીંગ ગેલેરીના હોલમાં એક કુતરૂં અને ચલીયું ભરાયું. તે તે ચલીયાનું પ્રતિબિંબ તકતામાં પડતાં ચાંચે ચાંચે તે પ્રતિબિંબને મારવા માંડયું અને ચીચી પોકાર કરવા માંડયા. કુતરાએ પોતાનું પ્રતિબિંબ જોતાં ભસવા માંડયું. આવીજ દશા અજ્ઞાનીની છે. અને એક માણસ જે એમ જાણતો હતો કે મારા રૂપનું પ્રતિબિંબ આ તકતામાં દેખાય છે પોતે લાંબો ટુંકો અને વિચિત્ર દેખાવાથી હસવા માંડયું અને શાંતિથી તકતાની મઝા જોવા માંડી મનમાં સમજ્યો કે પ્રતિબિંબ પડવું એ તકતાનો ગુણ છે. આ ચલીયાં અને કુતરા પ્રતિબિંબની સામે લડાલડી કરી રહ્યા છે તેમાં તકતાનો કે તકતા ગોઠવનાર ખેલાડીનો દોષ નથી. મારામાં શાંતિ અને આનંદ છે તે સમજણનો છે. કુતરૂં અને ચલીયું લડાલડી કરી કલેશ ભોગવે છે તે કલેશ એની ઉંધી સમજનો છે, તેનું કારણ અવિદ્યા છે. તેથી એ પ્રતિબિંબ ને પોતાનો દુશ્મન જાણી લડે છે. તે પ્રમાણે જગતરૂપી તકતામાં જ્ઞાની અને અજ્ઞાનીની દશા સમજી લેવી.

જે વિદ્યાવડે બ્રહ્મ જણાય એવી બ્રહ્મ વિદ્યા માતા પિતા સ્ત્રી અને સુખ ભરનારી પૈસા ટકા વીગેરે આપનારી, પશુ, પુત્ર આપનારી, કામધેનું અને કલ્પતરૂ સમાન ફલદ છે. તે આ શિવ પૂજનથી પ્રાપ્ત થાય છે. એટલા માટે

पिताशैवाः शैव तदनु जननी बंधु सुरद
सुता शैवाः शैव कुल मिति कुलम शैवमितिच
मतिः शैवे शास्त्रे शिवचरणनुसेवा शरणम्
मुखे शैवि वाणी भवतु भगवन्मे शिव शिवाः

महत्सेवां द्वार माहुः प्रशांतिः
तमोद्वारं योषितां संगि संगम्
महान तस्थे सम्मचितः प्रशान्ताः
विमन्यःवह प्रिणयहः साधवोये

સ્વર્ગમાં જવાના, અને નર્કમાં પડવાના એક બીજાથી વિરૂદ્ધ એવા બે માર્ગો છે. મહાશયોની સેવા, એ મોક્ષની મહાશાંતિ મેળવવાનો મોટો દરવાજો છે. અને નરકમાં પડવાનું દ્વાર કુટણખાનામાં વઢવાડ કરનારાઓની સોબત કરવી તે છે.

મહા પુરૂષને ઓળખવાના લક્ષણુ નીચે પ્રમાણે છે.

સમાન જેવું ચિત્ત છે. સર્વદા પ્રસન્ન એવું જેનું મુખ છે. મુખ ઉપર પ્રશાંતિનું તેજ છે. અને જેના હૃદયમાં ક્રોધ જરા પણ નથી. તે મહાપુરૂષ છે.

ખળ પુરૂષના લક્ષણ.

प्राक पादयोः पतति सादति पृष्ठ मांसं
कर्णे किलंकी मपि रौति सनैहि विचित्रम
छीद्रं निरुप्य सहसा प्रविशत्य शंकः
सर्वं खलस्य चरितं मसकः करोतिः

દુષ્ટ માણુસ પ્રથમ આપણે ચરણે આવીને નમે છે. અને આપણી પાછળ રહીને આપણી પીઠ ઉપરનું રૂધીર અને માંસ કરડી ખાય છે. પછી કાનમાં આવીને કાંઇ ગણુગણાટ ભર્યો અવાજ કરીને વારેવારે વિચિત્ર ગાન કરે છે. અને જ્યાં કાંઇ આપણું છીદ્ર દેખે ત્યાં એકદમ ધસી નીડરપણે પેસી જાય છે. એવી રીતના મચ્છરના જેવા દુષ્ટ પુરૂષ છે.

સાધુ પુરૂષના લક્ષણ.

मनसि वचसि काये पुण्य पियुष पूर्णा
त्रिभुवन मुपकारः श्रेणीभी: प्रिणयन्ताहाः
परगुण परमाणु पर्वति कृत्यनित्यम
निज हृदि विकर्षितं सन्ति संतः क्रिडन्तः

પુણ્યરૂપી મધુર અમૃત કાયા મન અને વાણી વિષે ભરેલું છે. એવો ત્રિભુવન ઉપર સદા પરોપકારની શ્રેણીની શ્રેણી કરનારો છે. અને સદા પ્રસન્ન ચિત્તવાળો છે. પારકાએ જો રહજ ઉપકાર કર્યો હોય તો તેના સ્હેજ ગુણને પર્વતના જેવા મોટા માનનારો છે અને પોતાનો અંતરાત્મા સદા આનંદથી વિકાસ પામેલો છે એવો સત્પુરૂષ છે.

मनस्येकं वचस्येकं कर्मस्येकं महात्मनाम
मनस्यनंऽ वचऽस्यनंऽ कर्मस्यनंऽ दुरात्मनः

સત્પુરૂષના મનવાણી અને કર્મ એકજ હોય છે. ખળ પુરૂષના મન વાણી અને કર્મ ભિન્ન ભિન્ન હોય છે.

**अयं निजः परोवेति गणनां लघु चेतसाम**
**उदार चरितानातुं वसुधैव कुटुंबकं**

આ મારો અને આ પારકો એવી ગણના કરનાર સાંકડા મનનો છે. જેનું મન વિસ્તાર પામેલું છે જેવા કે સ્વામી દયાનંદ ગાંધીજી. બાલગંગાધર તિલક જેવા આખું જગત તે અમારૂં સ્વરૂપ છે. તેજ અમારૂં કુટુંબ છે. એમ જાણી કર્મ કરે છે.


એક સાધુ લાંબા ટીલાં કાઢી ધ્યાનસ્થ બેઠો હતો. હજારો લોક દર્શન કરતા હતા એટલામાં તની પરિક્ષા કરવા એક જણે કહ્યું કે.

બહાર કી તો અચ્છી બની,
ભીતર કી તો રામ જાણે.

આ સાંભળી પેલા સાધુએ હાથમાં દંડો ઉગામીને પેલા કહેનારને ગાળ દીધી એટલે તુરતજ પેલા પરિક્ષકે કહ્યું કે **ભીતરકી બી પા ગયા.**

મુખમે રામ, બગલમે છૂરી,
ભગત ભયા પણ દાનત બુરી.

એમ કહી પેલો પલાયન કરી ગયો.

**જ્ઞાનના અગીઆર ચીન્હોથી સત્પુરુષોની પરિક્ષા થઈ શકે છે.**

**वसंततिलकावृत**

**अक्रोध वैराग्य जितेन्द्रियत्वम**
**क्षमा दया शांति जन प्रियत्वम**
**निर्लोभदाता भय शोक हिनम ॥**
**ज्ञानस्य चिन्हानी दश एकतानी**

૧ ક્રોધથી રહિતપણું ૨ વૈરાગ્ય ૩ જીતેન્દ્રિયત્વ ૪ ક્ષમા ૫ દયા ૬ શાંતિ ૭ સર્વપર પ્રીતિ ૮ નિર્લોભીપણું ૯ દાનેશ્વરી ૧૦ ભય રહિત ૧૧ શોક રહિત આ અગીઆર જ્ઞાનીના ચિન્હ છે.

આ ઉપરથી સાધુ અસાધુના લક્ષણ સત્પુરૂષોએ સમજી લેવા. શ્લોકો ઘણાં છે. પણ વિસ્તારભયે અંહી અટકીએ છીએ.

સ્ત્રીઓએ તેમજ પુરૂષોએ દીર્ઘદ્રષ્ટિ કરી વિદ્યા સંપાદન કરવાને અર્થે બ્રહ્મચર્ય પાળવું અને યૌવન પ્રાપ્ત થાય તે સમયે લગ્ન કરવા. અને વ્યભિચાર કરવો નહિ. વ્યભિચારથી જો સુખ થતું હોત તો ઋષિઓ તેની આજ્ઞા કરત. પણ તેમ નથી. વ્યભિચારીઓને ચાર તરફથી શિક્ષા મળે છે. વર્તમાનકાળે તો તેમાનું કાંઇ દેખાતું નથી. એ ઝાંઝવાના જળ જેવી માયાની ઉભી ફસાવટ છે. પ્રથમ તો મનોભય રહે છે. અને તેથી વારંવાર અંતર્યામિ ઇશ્વર જે હૃદયમાં છે તે આમ ન કર. આમ ન કર. એમાં સુખ નથી એમ પ્રબોધે છે. જનસમુદાય જો કે મ્હોડે કોઇ કહેતું નથી તેમ છતાં તેને પોતાના અંતરથી ધિક્કારે છે. અપમાનની દ્રષ્ટિએ જુએ છે. અને ઘરમાં પેશવા દેતા નથી. તેની સાથે વાત કરતાં પણ લોકો ડરે છે તેથી તે જનમંડલમાં લુચ્ચા માણસ તરીકે આલેખાય છે. અને કોઇ તેનો સાચો મિત્ર થતો નથી. પારકા ઘરમાં ચુપકીથી ઘસ્યા વગર વ્યભિચાર થતો નથી. તેથી કાયદેસર તેને ગ્રહપ્રવેશ તરીકેની સાત વર્ષ સખત મજુરીની અને એક હજાર રૂ. દંડની શિક્ષા રાજા કરે છે. કોઇપણ ધણી અથવા ધણીઆણી વ્યભિચાર કરવા માટે ખરા અંતઃકરણથી ખુશી થઇ પોતાના ધણીને રજા આપતા નથી પ્રેમનું સુખ મળતું નથી. લગ્નના કોલકરારોના દિવ્ય વચનો રદ કરી નાંખવામાં આવે છે. તેથી પીતરો પીંડ સ્વીકારતા નથી.

વ્યભીચારમાં પ્રીતિ સાથે સ્વાર્થનું જોડાણ નથી. તેમજ વારસાનો હક નથી. અને પૈસાની ખેંચતાણ થાય છે. આવતો ભવ પણ બગડે છે. દુઃખ, દ્રારિદ્રય, રોગ, સમયનું રોકાણ, કજીયા કંકાશ અને પ્રપંચ ઘરમાં ઘુસે છે. તેથી તમોગુણનો આશ્રય કરનાર મનુષ્યને સુખ પ્રાપ્ત થતું નથી અને કેટલાંએક માણસો જાતે તપાસ કરે છે. પણ તેથી તેઓ વિશેષ સાવચ થાય છે તેમ નહિ કરતાં પોતાની ગેરહાજરીમાં ઘરમાં કે ઘર બહાર શું થાય છે તે કોઇ ત્રીજા માણસ પાસે તપાસ કરાવવી.

સંગ સુખ વધારવા માટે માદક દ્રવ્યનો ઉપયોગ કરવામાં આવે છે. માદક પદાર્થની અસર રાખવા માટે તે ઉપર હુંગા પાણી કરવા જોઇએ છીએ. તેથી પૈસાની ખુવારી અને દુર્વ્યસન પડી જાય છે. થોડા દિવસ તો છુપું રહે છે. પણ આખરે તો પાપ ખુલ્લું થયા વગર રહેતું નથી. અને ખર્ચ વધી વખતે ઘરબાર પણ વેચાઇ જાય છે.

કુલટાઓ કેવી છે. दर्शनात् हरतेचित्तम स्पर्शनात् हरतेबालम्
संभोगात हरते विर्यम दुष्टा प्रत्यक्ष राक्षसी

ઉપરનો શ્લોક દુષ્ટ નારીઓને લાગુ પડે છે પણ સન્નારીઓને લાગુ પડતો નથી.

મેં નવસારીમાં એક તાડીનું ઝાડ જોયું હતું. બીજા તાડો જે તેની સાથે વાવેલા હતા અને જેને અકાળે છેદ મુકવામાં આવ્યો ન હતો તે સર્વ ઝાડો રૂષ્ટપુષ્ટ દેખાતા હતાં. પણ તેમાનું એક ઝાડ અકાળે છેદન કરી તેમાંથી તાડી ખેંચવામાં આવી તેથી તે ઝાડ મરણને શરણ થએલા વ્યભિચારી ક્ષય રોગથી પીડાતા જુવાનીયા જેવું દેખાયું. તે ઉપર ઘણીજ આછી આછી વજાર્ઈઓ હતી થડ પાતળું થઇ ગયું હતું. અને જો આખુ ઝાડ નિચોવી કાઢે તો પણ તેમાંથી એક ટીપું તાડી ન નીકળે તેમ હતું. ફીકો દેખાવ અને તે ઝાડ સામે જોવું પણ ન ગમે આ જોઇ મારા મનમાં તો તર્ક વિતર્ક અને કાવ્ય ઉઠવા માંડયા તે સર્વને દાબી દીધા. અમારા કોલેજના વિદ્યાર્થીઓની એજ દશા છે. હાલનો સમય દેવાળીયા સટોરીયા, ખોટા વાયદા ખોર, દારૂમદ્ય માંસનો આહાર કરનાર અને મલિન પિશાચ વૃત્તિ ધારણ કરનારા હાલના સમયમાં ઘણા જોવામાં આવે છે. અમે આ વાત એક દેશ ને માટે કાંઇ લખતા નથી. અફીણી ચિનાઓ, ધનલોભી અમેરિકનો, ફ્રાન્સના તરૂણો, અને વ્યભિચારીઓ ઇગ્લંડના મદ્યપાન કરનારા વીગેરે પ્રત્યેક દેશમાં થોડા ઘણા દરજ્જે હોય છે તેઓના દુષ્ટ કર્મ અટકાવવા તે તે દેશની સરકારો કર નાંખે છે અને પ્રયત્ન કરે છે. તથાપિ વ્યસનીઓ તો વ્યસનજ કર્યા કરે છે એ મહા શોચનીય છે.

એક કવિ કહે છે કે ચોરી ખૂન વ્યભિચાર ઇત્યાદિ ઘણીજ ગુપ્ત રીતે અને સાવધગીરીથી કરવામાં આવે છે તોપણ પાપ ઢાંકયું રહેતું નથી. કોણ જાણે કયાંથી બધે અફવા ચાલી બધી વાત બહાર પડે છે. અમને લાગે છે કે હૃદયના ધબકારા, શ્વાસોશ્વાસ, રકતાભિશરણ અને નેત્ર સ્વર ઇત્યાદિ ઉપરથી એવા માણસો ઝટ ઓળખાઇ આવે છે. માટે સમજુ માણસોએ એથી દૂર રહેવું. કારણ કે જેની સાથે વ્યભિચાર કરે છે તેની સાથે ખુલ્લી રીતે ઘર માંડી રહેવાતું નથી. પરણેલાની સાથનો પ્રેમ ઉડી જાય છે તેથી દ્રવ્યટકી શકતું નથી. કજીયા કંકાશ થાય છે અને પારકાના પેટનો પુત્ર જે તેના ઘરમાં રહે છે તેના ઘરના પિતાનું નામ આપે છે તેવા નામના વગળ વંશીઓ બાપનો પૈસો છીનવી લઈ ઘડપણે તેને ઠોંસાનો માર મારે છે. સ્નાન સુતક પાળતા નથી. એમાં કાંઇ નવાઇ જેવું નથી. એટલા માટે હે પ્રભો અમને આવી કુત્સિત બુદ્ધિથી દૂર રાખી અને અમારૂં નિર્બળ અંતઃકરણ સત્ય ધર્મથી ભરી વિશ્વાસ પડે તેવું બનાવો. અમે રંક છીએ, અને તમારે શરણે આવ્યા છીએ. ઇતિ ૐ

સંધ્યાના અંગો દશ છે. અને તે નીચે પ્રમાણે.

| | |
|---|---|
| ૧ ભસ્મ ધારણ | ૬ અર્ધ્ય પ્રદાન |
| ૨ આચમન | ૭ સૂર્યોપસ્થાન |
| ૩ પ્રાણાયામ | ૮ ગાયત્રી જપ |
| ૪ ન્યાસ | ૯ ગાયત્રી ઉપસ્થાન |
| ૫ સંકલ્પ | ૧૦ કર્મનું અર્પણ. |

સંધ્યા એ દેવતા અથવા દેવી અથવા ઇશ્વરની શક્તિ છે.

સંધ્યા શબ્દ સંધિકાલનો ૨ તે સમયે કરવાની ક્રિયાનો, અને ૩ તે ક્રિયાનું આંતર સ્વરૂપ એટલે ધ્યાનના વિષયરૂપ દેવતા એ ત્રણ અર્થનો વાચકછે.

જે દેવતાનું ધ્યાન કરવાનું છે. તે દેવતા તેજોમય છે. એટલે કે સવિતા સૂર્યનારાયણ જે ત્રણરૂપે પ્રત્યક્ષ દિવ્યશક્તિ છે.

૧ તેજોમય.

હવે તેમનાં ત્રણરૂપ ક્યાં તે જણાવીએ.

જેમકે તડકો. પણ રાતે તડકો હોતો નથી તેથી તેમનું બીજું સ્વરૂપ અગ્નિ છે. એ અગ્નિ રાતે અંધારામાં તેમ દિવસે અજવાળામાં પણ પ્રાપ્ત થઇ શકે એવો છે. અને તીમીર તથા જાડયનો નાશ કરનાર છે. ત્રીજું સ્વરૂપ અસંત વેગવાન, બલવાન, અને પ્રકાશવાન સ્વરૂપ તે વિદ્યુત શક્તિ છે. આ ત્રણ જ્યોતિ કોટી કોટી સૂર્ય સમાન આત્મજ્યોતિથી સ્થુલ સ્વરૂપે પ્રકટ થઇ છે. અને એ તેજ દ્વારાએ ધ્યાનસ્થ થઇને નિર્વિકલ્પ સમાધિ સાધી સ્વરૂપસ્થ સ્થિતિ પામવાનું છે. તે સિવાય બીજો કોઇ પણ માર્ગ નિર્ગુણ બ્રહ્મમાં સ્થિત થવા દેખાતો નથી.

દાનાદિક કરવાથી ચંદ્રલોક પ્રાપ્ત થાય છે. યજ્ઞ યાગાદિકથી અને વિદ્યાથી સ્વર્ગલોક પ્રાપ્ત થાય છે. સમાન પાપ પુણ્યથી મનુષ્યયોની પ્રાપ્ત થાય છે. પાપ વિશેષ થવાથી ભુત પ્રેત, પીસાચ, દૈત્ય રાક્ષસ, તીર્યક યોની, પથ્થરની શીલા, કીટ પતંગ, મચ્છ ઇત્યાદિ યોનીઓ પ્રાપ્ત થાય છે. બીસાન્ટ બાઇના મતાનુયાયીઓ પુર્ન જન્મમાં નીચ યોની પ્રાપ્ત થતી નથી એ વાત માને છે પણ તે વૈદિક મતથી વિરૂદ્ધ છે. દ્રષ્ટાંત તરીકે નહુષ રાજા સર્પનો અવતાર થયો હતો. અને લક્ષ્મીજી તુળશીનું ઝાડ થઇ ગયાં હતાં. સ્વર્ગની દેવીઓ ગોપી થઇ ગઇ હતી.

અમે તો પ્રત્યક્ષ જોઇએ છીએ કે સંડાસમાંના વાંદાઓ નરક ખાય છે. અને કુતરાઓ પણ ખાળકુંડીનું પાણી પીએ છે. નરક ખાય છે. ખાળકુંડીમાંના કીડાઓ દેડકાઓ તેમાનું સડેલું અન્ન કાદવ અને મુત્રાદિક લીંટ લાળ ખાઈ આનંદ ભોગવે છે. તેને પણ બાયડી છોકરા અને સંસાર છે. જો આ પાપ પુણ્યના તાર તમ્યે વ્યવસ્થિતિ નથી તો બીજી કઇ રીતે પાપ પુણ્યની વ્યવસ્થા છે. તે અમને કોઇ થીઓસોફી મતવાળો મહાજન બતાવશે કે ?

પ્રાણાયામ કરવાથી સર્વ દોષ દહન થાય છે. અને કુંભકથી બ્રહ્મસ્થિતિ પ્રાપ્ત થાય છે. આ સ્થિતિ નિરકંપન ભાવની છે. ચિત્તને અને પ્રાણને પરસ્પર અતિ ગાઢ સંબંધ છે.

यश्चित स तेष प्राणमेति प्राणःस्तैजाषा युक्तः
सहात्मने यथा संकल्पतं लोकं नयतिः
यं यं लोकं० यथ सदि मातृलोककामो भवति ઇત્યાદિ.
ऐतरिय उपनिषद्.

પ્રાણ ઘોડા જેવો છે. તેનો ચરવાદાર ચિત્ત છે. અને બેસનાર જીવાત્મા છે. તે જે જે દેશ અને કાળ વિગેરેનો સંકલ્પ કરે છે. ત્યાં ત્યાં જીવાત્મા જાય છે. એ સંકલ્પના બળે કરીને જે વિષયનો સંકલ્પ કર્યો હોય તે વિષય પોતાની મેળે સંકલ્પ કરનાર તરફ ખેંચાઈ આવે છે. જેવી રીતે કે વિજળીના તાર ઉપર પક્ષિઓ ખેંચાઇ આવે છે. લોહચુંબક ઉપર જડેલી લોઢાની માછલી ઉત્તર ધ્રુવ તરફજ ખેચાઇને રહે છે. ઇત્યાદિ દ્રષ્ટાંતો કલ્પી લેવાં.

આપણો પ્રાણ એટલે આપણું જીવન અગ્નિ શેષાત્મક એટલે તેજ અને જલના પરિપાકથી અભિવ્યકત એટલે પ્રગટ થાય છે. માતા પિતા આ બે તત્વની ચિનગારીઓ પંચાગ્નિ વિદ્યામાં કહ્યા પ્રમાણે નિમિત્ત માત્ર છે. આ બે તત્વનો સંયોગ આપણા પોતાના અણુમલથી થાય છે. અભિમાનીનો જન્માન્તર પરિણામ કરાવનાર અણુમલ ઉપાદાન કારણ છે.

એ ઉપાદાન કારણ તે અવિદ્યાત્મક રજસ તમોમલ છે. આ ત્રણ મલના એકી કરણ વડે જે બિંદુભાવ થાય છે તે આપણું ગર્ભાધાન છે. આ બિંદુમાં જે ચેતના અથવા સ્પંદ જાગે છે તેને આગમવિદો પ્રજાપતિ અથવા હિરણ્યગર્ભનો અથવા પ્રાણદેવતાનો અધક્ષોભ કહે છે. બ્રહ્માંડના અધ્યક્ષનો નિત્ય સિદ્ધ પ્રાણ આદિત્ય મંડલના કેન્દ્રમાં ભર્ગ નામથી રહે છે. અને પ્રત્યેક જીવના પીંડમાં આદ્યબિંદુમાં કીરણ દ્વારા પેસે છે. અને તે અંશરૂપે મર્યાદિત શકિતવાળો થઇ જાય છે.

અગ્નિની દાહક અને પ્રકાશક શકિત વિભુ છતાં સગડી વગેરેમાં કોલસા વગેરેના ઉપાધિને લઇ મધ્યમ પરિણામવાળી થઇ જાય છે તેમ ભગવાન સૂર્યની સ્થાવર જંગમ પદાર્થોમાં વ્યાપક ભાવથી પેઠેલી પ્રાણ શકિત તે તે પ્રાણીઓમાં ગુણકર્મને અનુસાર મર્યાદિત થઇ જાય છે આ મર્યાદામાં પડેલી હિરણ્ય ગર્ભની પ્રાણ શકિત પ્રાણીની મધ્યનાડી સાથે નિત્ય સંબંધવાળી હોય છે. આ મધ્ય નાડીને સુષુમ્ણા કહે છે. કારણ કે તે ઝીણા પોલાણવાળી નાડી છે એટલુંજ નહિ પણ તેની પકડ યોગદ્વારા આપણા અનુભવમાં આવે તો તે સ્વરૂપના સુખને ઉપન્ન કરે છે.

જેમ અગ્નિના પ્રજવલનમાં ધમવાની જરૂર છે તેમ પ્રાણ ગ્રંથિને સંકોચ વિકાસવાળી કરવાની જરૂર છે. પ્રાણુતત્વના સંકોચને બિંદુ કહે છે. અને તેના વિકાસને વિસર્ગ કહે છે. આ બિંદુ વિસર્ગના બાહ્ય ચિન્હ અને ગણાય છે. જેમ વસ્ત્રને સંકોચ કરી બિંદુના આકારનું કરીએ તો તે સ્થુલ ગાંઠનું રૂપ પકડે છે. અને તેનો વિસ્તાર કરીએ તો સૂક્ષ્મ આચ્છાદન કરવા યોગ્ય પટનું રૂપ પકડે છે. તેમ પ્રાણ પુરકવડે બિંદુભાવને પામે છે. અને રેચકવડે વિસ્તારને પામે છે. આ પ્રાણ તત્વની કલાનો બિંદુભાવ અને વિસર્ગ ભાવ કરવા તેનું નામ પૂરક અને રેચક પ્રાણાયામ કહે છે આયામ એટલે વિસ્તાર. પ્રાણનો સંકોચ તો જીવને સ્વભાવ સિદ્ધ હોય છે. પણ વિસ્તારના શિક્ષણની જરૂર છે. જેમ જેમ જીવત્વની કળા હલકી તેમ તેમ પ્રાણનો સંકોચ. જેમ જેમ જીવત્વની કલા ચઢીયાતી તેમ તેમ પ્રાણનો વિકાસ.

જેમ અગ્નિ તત્વ લાકડાં કોલસા વીગેરે અનંત પ્રકારના પદાર્થોમાં વ્યકત થઇ તેને પકવ કરી બાળે છે તેમ પ્રાણુતત્વ આપણા દેહના ધાતુઓનું શોધન કરે છે.

જેમ એક તુલાની લાકડી બે બાજુના ત્રાજવાને બરાબર મધ્યબિંદુથી અંકુશમાં રાખે છે તેમ પ્રાણ અને અપાનના ત્રાજવાને આપણા નાભિ સ્થાનના કેન્દ્રમાં રહેતો સમાન સમતા આપે છે. ત્રાજવા સમાન ભારવાળા હોય અથવા સમૂળગા ભાર વિનાના હોય ત્યારે સમતોલ રહે છે. તેમ પ્રાણ અને અપાનનું સમતોલ હોય ત્યારે એટલે કે પૂરક રેચકના સમબલે અથવા પૂરક રેચકની બીલકુલ તાણ વિનાની અવસ્થાને કુંભક કહે છે. પૂરક રેચકની

---

×આ પુસ્તક લખવામાં વેદ ઉપનિષદ યોગ તથા સંધ્યા કર્મ વિવરણ નામના રા. રા. નર્મદ શંકર દેવશંકર મહેતાના પુસ્તક વગેરેનો આધાર લીધો છે.

તાણુના અવધિએ અથવા પૂરક રેચકના અભાવે જે કુંભક થાય તેને ક્રમશઃ વિશિષ્ટ કુંભક અને કેવલ કુંભક એવા નામ આપવામાં આવે છે.

આપણા કર્માશયના વિપાકને અનુસાર જે જાતિ અથવા યોનીમાં આપણું અવતરણ થવાનું હોય તે ઉપાધિને વળગી જવા જન્મને દેખાડે છે.

અમારા પાતંજલ યોગસૂત્રના પ્રથમ પાદનું ૪ થું સૂત્ર.

**वृति सारुप्यमितरत्र.** એ નામનું જુઓ.

પૂરક કુંભક અને રેચકનો પ્રયોગ શરીરના સઘળા અંતરસ્થ ફુપ્ફુસ, છાતી, જઠર, યકૃત, પ્લીહા, આંતરડા વીગેરે અવયવોને યોગ્ય પ્રકારે સંકોચ વિકાસ આપી ચૈતન્યવાળા કરે છે અને કુંભકનો ક્ષોભ આપણી સર્વ નાડીઓમાં વ્યાપ્ત થએલા વ્યાનને થડકાવે છે. અને આ પ્રમાણે વિશિષ્ઠ કુંભક ધ્યાનના સ્પંદદ્વારા આપણા મર્મ વ્યૂહના જ્ઞાન અને ક્રિયા તંતુઓ અને તેની ગ્રંથિરૂપ ચક્રોને વિશુદ્ધ કરે છે. આ વિશોધન કરનાર લોમ અને અનુલોમ એટલે ડાબી નાસિકાના રંધ્રથી પૂરક કરી કુંભક કરી જમણા નાસિકા રંધ્રથી રેચક કરી પુનઃ જમણી બાજુથી પૂરક કરી કુંભક કરી, ડાબી બાજુથી રેચક કરવા અને એ પ્રમાણે ડાબા જમણી નાડીથી પ્રાણાયામ કરવાની રીતને નાડી શોધક પ્રાણાયામ કહે છે. આ ક્રમમાં જેટલી ક્ષણ પૂરકમાં જાય તેના કરતાં ચારગણી કુંભકમાં અને બમણી રેચકમાં લેવી આ માત્રા પ્રાણાયામ કહેવાય છે. એક, ચાર, બે, બે. આઠ આઠ ચાર, ત્રણ, બાર, છ એ ક્ષણ ક્રમથી પ્રાણાયામ કરવા તેને એક માત્રા, બે માત્રા, ત્રણ માત્રા વીગેરે સંજ્ઞાવાળો નાડીશોધક પ્રાણાયામ કહે છે.

નાડી શબ્દ નડ શબ્દ ઉપરથી નીકળ્યાનું સિધ્ધ થાય છે નડ એટલે એટલે ગતિ કરવી. જેમાં પ્રાણની ગતિ થઇ શકે છે તેનું નામ નાડી કહેવાય છે. એ નાડી બ્રહ્મરંધ્રથી સૂર્યમંડલ સુધી ફેલાયલી છે. અને સૂર્યમંડલમાંથી જગતના સર્વ પ્રાણી પદાર્થમાં ઓતપ્રોત છે તેથી જેનું ધ્યાન ધર્યું હોય તે સ્થળે તેનો પ્રાણ જઇ પહોંચે છે. અને ધ્યેય વસ્તુના હૃદયમાં ટકોરા કરે છે, તેથીજ ઇષ્ટ દેવ પ્રસન્ન થઇ આપણી સમીપ આવી ઉભા રહે છે. જેવા રૂપનું ધ્યાન ધર્યું હોય તેવા રૂપમાં દેવ દર્શન દે છે. ધ્યાતા અને ધ્યેય એ બેની વચ્ચે પરસ્પર આકર્ષણ શકિત છે. અને તે શકિત પ્રાણની અને ચિત્તની છે.

**अहं वैश्वानरो भूत्वा प्राणिनाम देहमाश्रित:**

પ્રત્યક્ષ સૂર્ય બ્રહ્માંડના અધ્યક્ષ હિરણ્યગર્ભનું બિંબ સ્થાન છે. અંતર્યામી દેવનો આ બ્રહ્માંડ સાથે શરીરાત્માનો સંબંધ છે.

અને સાત અંગવાળા સ્થુલ બ્રહ્માંડના અધ્યક્ષ અભિમાનીને વૈશ્વાનર અગ્નિ અથવા વિષ્ણુ એવી સંજ્ઞા આપવામાં આવે છે.

સર્વ જીવોમાં પેશી જવાનો જેનો સ્વભાવ છે તેવા વિષ્ણુ (વિશ એટલે પેષવું.) વિશ્વ એટલે અભિમાની જીવ અથવા શુદ્ધ ચૈતન્ય અને અણુ એ શબ્દો મળીને વિષ્ણુ શબ્દ થયલો છે. વિશ્વના એક અણુમાં પણ જે પેશીને અંતર્યામિરૂપે રહેલા છે તે વિષ્ણુ.

ભગવાન વિષ્ણુની અથવા વૈશ્વાનર અગ્નિની અથવા વિરાડાત્માની પ્રત્યક્ષ બાહ્ય મૂર્તિ તે સૂર્યમંડલ કહેવાય છે. તે મંડલના હૃદય સ્થાને જે મૂર્તિ છે તે હિરણ્યમયી મધ્યમ પુરૂષની મૂર્તિ છે અને તે મંડલના હૃદય પ્રદેશમાં હિરણ્યમય પુરૂષની એટલે કારણ પ્રદેશની પ્રેરક દેવતાની મૂર્તિ છે તેનું નામ ભર્ગ છે. અને તે રૂદ્રમૂર્તિ છે.

આ મૂર્તિ સર્વ પ્રાણીઓમાં ભરાયલી છે. ભ સર્વમાં રમે છે ર અને સર્વ તેમાં ગતિ આગતિ કરે છે ગ તેથી ભર્ગ કહેવાય છે. આ સ્થુલ દેખાતું સૂર્યમંડલ વિષ્ણુ સૂક્ષ્મ હૃદય સ્થાનનું હિરણ્યમંડલ બ્રહ્મા અને કારણ સ્થાનનું પ્રેરકમંડલ રુદ્ર અથવા ભગ એ ત્રણ ત્રીજા બીજા અને પહેલા પુરૂષનું તે તું અને હું એ ત્રણ સર્વનામ જેમાં સંવેદને પામી એક અભિમાની તરીકે સ્ફુરે છે તે બ્રહ્માંડના મુખ્ય વેદ અંતર્યામિ ઇશ્વર કહેવાય છે.

તે એટલે બ્રહ્મા. તું એટલે વિષ્ણુ. અને હું એટલે સદાશિવ. અને તે તું અને હું એકઠા મળીને ઇશ્વર એવી સંજ્ઞા આપી છે. અને તે સૂર્યનું બાહ્ય એટલે સ્થુલ અંદરનું એટલે સૂક્ષ્મ અને હું એટલે ભર્ગ કારણ શરીર અથવા રૂદ્ર સ્વરૂપ એ ત્રણ શરીરનું સૂર્યની અંદર ધ્યાન ધરવું તે સૂર્યના એકત્ર ત્રણે શરીર તે ઇશ્વર છે.

પ્રાણાયામનું ફળ નીચે પ્રમાણે છે. દ્રષ્ટફળ આયુષ્ય અને આરોગ્યની વૃદ્ધિ તથા રોગની નીવૃત્તિ બીજું ફલ. મંત્ર વીર્ય અને મંત્રાર્થની સ્મૃત. અને ત્રીજું ફળ ધારણાની યોગ્યતા છે.

જુઓ પાંતજલ યોગસૂત્ર. પાનું ૪૦.

**धारणा शुच योग्यता मन सः**

યોગસૂત્ર પાદ ૨. સૂત્ર–૫૩.

પ્રાણાયામથી સર્વ દોષો નિવૃત્ત થાય છે. અને પાપરહિત પુરૂષ થાયછે.

પ્રાણાયામની ક્રિયાવડે કરીને નાડીશોધન, મંત્ર વીર્ય અને મંત્રાર્થ સ્મૃતિ જાગ્યા પછી ન્યાસકર્મનું વિધાન છે.

**ન્યાસ** એ શબ્દનો અર્થ એ છે કે સ્થાપન કરવું ભટકતા પ્રાણ ઇન્દ્રિય મન અને બુધ્ધિને સ્થિર કરવા અને પોતે ઇશ્વર જેવા શુદ્ધ થઇ ઇશ્વરને ભજવા. રાજાને જો ઘેર બોલાવવો હોય તો આપણે પણ રાજા જેવી થઇએ તોજ રાજા આપણે ઘેર પધારે છે. આપણે પરબ્રહ્મરૂપ છીએ અને આ આખા શરીરમાં જે કાંઇ છે તે બ્રહ્મસ્વરૂપજ છે. માટે જીવ જે અલ્પ બ્રહ્મ છે. તે પરબ્રહ્મ એટલે મહાબ્રહ્મરૂપને પ્રત્યેક અવયવોમાં અને ઇન્દ્રિયોમાં સ્થાપન કરે છે. તેનું નામ ન્યાસ છે.

ન્યાસનો મંત્ર.

> वाङ्‌म आस्येऽस्तु । नसोर्मे प्राणोऽस्तु
> अक्षणोर्मे चक्षोरस्तु कर्णयोर्मे श्रुतिमस्तु
> बाह्रोर्मे बलमस्तु । उर्वोर्मि ओजोस्तु
> अरिष्टानी मेङ्गांनि तनूस्तवामेसह ॥

**અર્થ**—મારી વાક્ મારા મુખસ્થાનમાં સ્થિરથાઓ, મારા પ્રાણ મારા નાસિકા રંધ્રમાં સ્થિર થાઓ. મારી ચક્ષુઇન્દ્રિય નેત્ર ગોલકમાં સ્થિર થઇ જાઓ. મારી શ્રોતઇન્દ્રિય કર્ણના ગોલકમાં બેસી જાઓ. મારા બાહુના બલ તે તે બાહુના સ્નાયુમાં સ્થિર થઇ જાઓ. મારી સાથળોનો વેગ તેના સ્નાયુમાં સ્થિરથાઓ. અને ટુંકામાં મારાં સઘળાં મંગળ કાર્ય કરનારા અંગોની સઘળી ચેષ્ટાઓ મારા શરીરના અંતર્ગત અવયવોમાં લીન થાઓ અને મારૂં શરીર પણ સ્થિરભાવને પામી જાઓ.

આ પ્રમાણે ન્યાસ કરવાનું ફળ એ છે કે.

**यादृशी भावनार्थ्रति सिद्धि भवति तादृशी.**

જેવી ભાવના કરીએ તેવી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. સરખાવો.

પાંતજલ યોગ સુત્ર પાદ—૩ સુત્ર ૧ પાનું ૪.

**॥ देशाबन्ध चितस्यधारणा ॥ १**

જેવી રીતે લશ્કરનો ઉપરી જે હુકમ કરે તેનો અર્થ સમજી લશ્કર ચેષ્ટા કરે છે. તે પ્રમાણે જે મંત્રાર્થ સમજી ક્રિયા કરે છે તે ઇશ્વરની આજ્ઞા યથાર્થ સમજી સિદ્ધિ પામે છે. અર્થ સમજ્યા વિના અંતર્યામિની મંત્રરૂપ સાંકેતિકવાણી સમજ્યા વિના જે કર્મ થાય છે. તે માત્ર ચેષ્ટારૂપજ છે. તેથી શુદ્ધ ભાવના બંધાતી નથી.

મનમાં નવા નવા તર્ક ઉઠાવવાની શક્તિ છે, જ્યારે સત્ય વસ્તુમાં નિશ્ચય પૂર્વક કલ્પના સ્થિત થાય ત્યારે તેનું નામ સંકલ્પ કહેવાય છે અને જ્યારે માયિક વિષયોમાં એટલે કે પ્રતિક્ષણ પલટાતા પદાર્થમાં તર્કો ઉઠી ભમે ત્યારે તેને વિકલ્પ કહે છે. અર્થાત્ કલ્પના એટલે કે મન ઊંધે રસ્તે ખોટા પદાર્થમાં કલ્પના કરે તો નિષ્ફળ થાય છે. માટે સત્ય દઢ શુદ્ધ ભાવના કરવી એજ વિજયપ્રદ છે !

मंत्रार्थां वैशद्रा संतु सफला संतु मनोरथा
सर्वजना सुखीनो संतु सर्वे संतु निरामया ॥

મંત્રના અર્થ પ્રત્યક્ષ થાઓ. અને સર્વ મનોરથો સફલ થાઓ.

સર્વ મનુષ્યો સુખી થાઓ અને રોગ રહિત થાઓ.

સંકલ્પ સિદ્ધ થવામાં અનેક વિઘ્નો આવે છે. તે વિઘ્નો તેમજ એક સંકલ્પને દબાવનાર તેથી વિરૂદ્ધ બીજો વિકલ્પ ઉઠે છે. તેથી કરીને સંકલ્પ સિદ્ધ થતા નથી. એટલા માટે પોતાના આત્મબળ વડે રાવણે વિજય રથ લેવા વજ્રાસન કરી દઢ નિશ્ચય કર્યો હતો તેરો નિશ્ચય કરી વિઘ્નોને હઠાવી વાં. રામચંદ્રજીના સૈન્યે રાવણને બહુ માર માર્યો, યજ્ઞનો ભંગ કર્યો, રથ પર ગદાઓ મારી, શિલા ફેંકી યજ્ઞકુંડ પુરી નાખ્યો. છતાં રાવણ સમાધિમાંથી જાગ્યો નહિ અને નિશ્ચયથી ચલીત થયો નહિ છેવટે સતિ મંદોદરીને પકડી રાવણના ખોળામાં પછાડી. રૂદન કરતી મંદોદરી કહેવા લાગી કે નાથ તમે જીવતાં છતાં મારી આવી દશા થાય છે તે કેમ જોઇ રહ્યા છો.

સ્ત્રીનો શબ્દ સાંભળતા અને સ્પર્શ થતાંજ રાવણ વ્યુત્થાનમાં આવી જાગ્રત થઇ રામચંદ્રજીના સૈન્યને નસાડી મુક્યું. આવો દઢ સંકલ્પ અને યોગબળજ કાર્ય સિદ્ધિ કરી શકે છે.

સંધ્યાનું છઠ્ઠું અંગ અર્ધ્ય પ્રદાન છે.

સંધ્યાના આગલા પાંચ અંગ બહીરંગ સાધન રૂપ છે ત્યારે હવે અંતરંગ સાધનોનું વર્ણન આવે છે. તે લખીએ છીએ (૧) અર્ઘ પ્રદાન (૨) સુર્યોપસ્થાન (૩) જપ (૪) ગાયત્રી ઉપસ્થાન (૫) ફલાર્પણ

આપો દેવતા આપ એટલે મેળવવું. એવો અર્થ થાય છે. આયુષ્ય ને આરોગ્ય મેળવી આપે એવી જે બ્રહ્મની આર્દ્રત્વ શક્તિ વિવિધરૂપે વિધ સ્વરૂપે સપ્ત લોકમાં વ્યાપી રહી છે. તે પાપ રહિત કરી અંતર્યામિને મેળવી આપે છે. ખોબેવતી પાણી આપવું એતું નામ અર્ધ્ય પ્રદાન છે. અને ઉપર પાણી ઉરાડવાની ક્રિયાવડે શુદ્ધ થવું એનું નામ માર્જન છે.

અપ દેવતા વરાળરૂપે, મેઘરૂપે, સમુદ્રરૂપે, નદીરૂપે, બરફરૂપે, કૂવા, વાવ, તળાવ સ્વરૂપે, અખિલ વિશ્વના અણુ અણુમાં વ્યાપક છે. વાતાવરણમાં પણ ભિનાશ છે. જેવી રીતે એક રાજાને તેની સત્તા અમલમાં મુકવા માટે એટલે રાજ્યતંત્ર ચલાવવા માટે અનેક અધિકારીઓ નાના મોટા દરજ્જાના હોય છે તે પ્રમાણે આ અનંત શકિતની કેટલીએક શકિતઓ આ જગતમાં બ્રહ્મનુ કાર્ય કરે છે. તેમાંની મુખ્ય શકિતઓ સૂર્ય, ચંદ્ર, અગ્નિ, વિદ્યુત, મેઘ, પવન, પાણી, પૃથ્વિ, અને સર્વના આધારરૂપ આકાશ ઇત્યાદિ છે. અને તેતે વસ્તુઓના અમરદ્વારો એટલે અભિમાનીઓના નામ ૧ ઇશાન, (શંકર) ૨ વિષ્ણુ ૩ બ્રહ્મા, ૪ ઇન્દ્ર, ૫ શકિત, વીગેરે છે. તે તે દ્વારા એ શુદ્ધ થઇ સહાયતા મેળવી સુય મંડલમાં થઇ સ્વરૂપસ્થ સ્થિતિ પામવાની છે એ આ સંધ્યાનું ફળ છે. જેમ જેમ માણસ ધર્મ કાર્યમાં ઉંચે ચઢતો જાય છે તેમ તેમ તે નીચે પ્રમાણેના ફળ ભોગવે છે જુઓ છાંદોગ્ય ઉપનિષદમાં

तद्य इह रमणीय चरणा०

છાંદોગ્ય ઉપનિષદ પંચમ પ્રપાઠક દશમો ખંડ મંત્ર—૭

તે તથા અમારા બ્રહ્મસૂત્રમાં પાદ ૩ અધ્યાય—૧ સૂત્ર—૮ની ટીકા પૃષ્ઠ ૨૬૦ મે વાંચો. )

મુલમંત્ર માર્જનનો નીચે પ્રમાણે છે.

ॐ भू पुनातु (शिरशि) ॐ भूवः पुनातु (नेत्रयो) ॐ स्वः पुनातु (कंठ) ॐ महः पुनातु (हृदये) ॐ जन पुनातु (नाभ्याम) ॐ तप पुनातु पादयो ॐ सत्यं पुनातु पुनः (शिरसि) ॐ खं ब्रह्म पुनातु (सर्वत्र)

ॐ आपो हिष्ठामयोभुव<br>
ॐ तान उर्जे दधातन्<br>
ॐ महेरणाय चक्षसे<br>
ॐ तस्य भाजयतेहन<br>
ॐ तस्या अरं गमाम वः जिन्वथ<br>
ॐ आपो जनयथा चनः<br>
ॐ यो वः शिवितमो रस<br>
ॐ उशतीरव मातर<br>
ॐ यस्य क्षयाय<br>
ॐ आपो जनयथा चनः

મુક્તિ ચાર પ્રકારની છે. સામિપ્ય સાલોકય–સારૂપ્ય–અને સાયુજ્ય, નામની છે. એટલે કે વિષ્ણુલોકમાં વૈષ્ણવનો અવતાર તે સાલોકય છે. સારૂપ્ય એટલે પોતે વિષ્ણુ જેવો ચાર હાથવાળો તેના સરખી દેહ ધારણ કરનારો થાય છે. સાન્નિધ્ય એટલે ગરૂડ, નંદીકેશ્વર, હનુમાનજી જેવી સમીપતા સાયુજ્ય એટલે મોક્ષ સ્વરૂપ પોતાના સ્વરૂપમાં લય પામી સ્વરૂપસ્થ સ્થિતિએ રહેવું તે મોક્ષપ્રદ કહેવાય છે. એવા ચાર પ્રકારના મોક્ષ છે.

આપણામાં મલની પ્રાપ્તિ ક્રિયા મન અને વાણીનાં ત્રણ દ્વારથી, જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ ત્રણ અવસ્થામાં અને અજ્ઞાન, રાગ અને દ્વેષ એ ત્રણ દોષોને લઇને થાય છે. અને તે માર્જનવડે નિવૃત થાય છે.

મલને લાવનારા દ્વારો ત્રણ છે. અને મલનું આવવું ભાનવાળી ભાના-ભાનવાળી અને અભાનવાળી આપણી સ્થિતિઓમાં થાય છે અને તે મલનાં પ્રેરક નિમિત્ત અજ્ઞાન (મોહ) રાગ (રજસ) અને દ્વેષ (તમસ) એ ત્રણ ક્લેશો અથવા દોષો છે. અને આ પ્રકારે નવધા પાપનો પ્રવેશ આપણામાં થાય છે. તેથી માર્જન મંત્રમાં કુશોદકવડે આઠવાર પાણી આપણા દેહના અવયવ ઉપર છાંટવાનું અને નવમીવાર જલને ભૂમિ ઉપર નાંખવાનું વિધાન છે,

સરખાવો વ્યાસ સ્મૃતિનું નીચેનું વાક્ય.

**रजस्तमो महिजातान् जाग्रत्स्वप्न सुषुप्तिष्ठना**
**वाङ्मन कायजानि दोषनि नवतान नवभिद्हेत**

આ જગતનું મુલ કારણ દ્રવ્ય અથવા પ્રકૃત્તિ અવ્યકૃત દશામાંથી વ્યાકૃત દશામાં આવે છે. એટલે નિરાકારમાંથી સાકારમાં આવે છે. અથવા અસ્પષ્ટમાંથી સ્પષ્ટ થઇ જાય છે. ત્યારે તે આઠ જડ પ્રકૃતિરૂપે અને નવમી પુરૂષ નામની ચેતન પ્રકૃતિરૂપે વિકાસને પામે છે. સરખાવો ભગવદગીતા.

**भूमि आपोऽनलो वायुः खं मनो बुद्धिरेवच**
**अहंकार इतियं मे भिन्ना प्रकृतिरष्टधा**

જગત સૃષ્ટિ કરનાર પરમેશ્વર અને તેની શક્તિનું મિશ્રબિંદુક્રમસ આજ ભૂમિકામાં વિકાસ પામતું ચાલે છે તેમાં પ્રથમ ભૂમિકાના દ્રવ્યને અવ્યકત અવ્યાકૃત કહે છે તેમાં દ્રવ્યનું અદ્‌ભુત પ્રથકકરણ થાય છે તેથી તે રૌદ્ર અવસ્થાવાળું ભીતર અહંબલવાળુ ચિદાકાશ ગણાય છે. (खं ब्रह्म)

બીજી અવસ્થા અથવા ભુમિકાનું નામ મહત્ છે. અને તે બ્રાહ્મ અથવા હિરણ્ય ગર્ભ સંજ્ઞાવાળુ હોય છે. તેના ત્રણ પેટાવિભાગ પડે છે. જેમાં મનુષ્ય, બ્રાહ્મ, પ્રજાપત્ય, અથવા ઐન્દ્ર એવા ત્રણ પટલો આવે છે. અને તે ક્રમશ સત્ય તપ અને જન એ સંજ્ઞાથી ઓળખાય છે. આ ભુમિકાના દ્રવ્યમાં જે સર્જન શક્તિ છે તે માત્ર સદ્વસ્તુના સંકલ્પવડે સત્ય, સૃષ્ટ્વ્ય પદાર્થના બુદ્ધિમાં આલોચન (તપ) કરવા રૂપ સ્પર્શ વડે અને માત્ર ઇક્ષણ (સંકલ્પ) અને દ્રષ્ટિવડે જનન કરાવી શકે છે. આ ત્રણ પ્રકારની સત્ય લોકની, તપો લોક અને જન લોકની બ્રાહ્મ, પ્રજાપત્ય અને ઐન્દ્ર સૃષ્ટિ અયોનીજ સંકલ્પ, સ્પર્શ, અને દ્રષ્ટિ માત્રથી ઉત્પન્ન થનારી હોય છે. ત્યાંથી નીચે ઉતર્યા પછીના સૂર્ય મંડલના ઉપરી ભાગની જે સૃષ્ટિ છે તેનું નામ મહુર કહેવાય છે. અને તે દૈવી સૃષ્ટિ છે. અને મહુનિય એટલે પૂજન કરવા ગોગ્ય, જન્મ સિદ્ધ ધર્મ, જ્ઞાન વૈરાગ્ય અને ઐશ્વર્ય વાળી છે. તેમાં નવા દેહોની ઉત્પત્તિ શૃંગાર રસના મોહથીજ શરીર સંબંધ વિના માણસ અથવા અધ્યાત્મ સંબંધથી દેવ અને દેવીઓ ઉત્પન્ન કરે છે. રૌદ્ર ભુમિકાની ભુવન ભેદ કરી રહેનારી ( **स्वं ब्रह्मना** અંતવાળી ) બ્રાહ્મ ભુમિકાની સત્ય તપ અને જનલોકની બ્રાહ્મ પ્રજાપત્ય અને ઐન્દ્ર સત્તાના સંકલ્પ સ્પર્શ અને દ્રષ્ટિપાત વડે દેહોત્પતિ કરનારી, અને દૈવીભુમિકાની મહર લોકની રસમોહથી દેહોત્પતિ કરનારી સૃષ્ટિના સ્વાભાવિક અધિકારી અભિમાનીઓ મુક્ત કોટિના હોય છે. અને જીવન્મુક્તોની તે ક્રમશઃ ચોથી, પાંચમી, છઠ્ઠી અને સાતમી વિકાર ભુમિઓ, સત્વાપ્રતિ અસંસકિત, પદાર્થો ભાવિની, અને તુરીયા નામની **श्रोत्रिय स्य च अकामहतस्य** શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ જે કામનાથી દબાતો નથી તેની આ **महर, जन, तप, सत्य,** અને **रौद्र** લોકની હોય છે.

જીવનમુક્ત પુરૂષ અથવા **श्रोत्रिय अकामहत** પુરૂષની મહર, જન, તપ, સત્ય લોકમાં સ્વેચ્છા વિહારવાળી ગતિ, તેની તે અવસ્થાને સત્વાપત્તિ અસંસકિત, પદાર્થા ભાવિની, અને તુરિયા એવા નામ આપવામાં આવે છે. રૌદ્રાગતિ તે લોકાકાશ ઉપરની તુરીઆતીત ગતિ છે. ત્યાંથી નીચે ઉતરતાં સૃષ્ટિ મિશ્રકોટીમાં થાય છે. એટલે કે યોનીજ હોય, તથા અયોનિજ હોય સંયુક્ત પણ હોય છે. તેમાં પણ સ્વર ભુમિકામાં પોતાના સ્વરૂપમાં રમનારી શકિતવાળી પ્રજા હોય છે. અને તે પ્રત્યક્ષ આદિત્ય મંડળમાં વિહાર કરનારી હોય છે. **भुवर** ભુમિકાની પ્રજા અંતરિક્ષમાં વાસવાળી ગંધર્વ વિદ્યાધરાદિ યોનિના અપૂર્વ ગાનાદિ શક્તિવાળી હોય છે. તે ભૂ લોકને ઢાંકે છે, દબાવે છે. તેથી

તે ભુવર કહેવાય છે. કેમકે ભૂ ભૂમિકાની પ્રજા પ્રત્યક્ષ સંસર્ગથી ઉત્પન્ન થાય છે. (ભૂ=થવું ઉત્પન્ન થવું, હોવું, એ ધાતુમાંથી ઉત્પન્ન થએલો શબ્દ છે.) અને તે સ્થૂલ વિષયોમાં રમનાર હોય છે. સ્વર લોકની સૃષ્ટિ કિરણોવડે બીજનો ગ્રાસ કરી નવજીવન કરનારી હોય છે. ભુવર્લોકની સૃષ્ટિ જલસ્ત્રાવ કરી વીર્યપાત–માત્રથી ઉત્પન્ન થનારી હોય છે અને ભુલોકની સૃષ્ટિ ઉપરના સંકલ્પ, સ્પર્શન. દ્રષ્ટિ, મોહ, ગ્રાસ, અંબુ વૃષ્ટિ સાથે પ્રત્યક્ષ મૈથુનવડે સંયુકત થઇ માતાના શરીરમાં આત્મવિવૃદ્ધિ કરનાર હોય છે. આ ભુ–ભુવર અને સ્વર સૃષ્ટિ વિરાટ સંજ્ઞાવાળી ગણાય છે. એનું બીજું નામ વૈષ્ણવી સૃષ્ટિ છે.

મનુષ્ય દેહની ઉત્પત્તિમાં સાત ઉત્પતિ પ્રકાર સમાયલા હોવાથી તેમાં સપ્ત ભુવનનાં કેન્દ્રો છે. આ ભુવન મંડલો જેમાં તરે છે તે આકાશનું વર્ણન તેના ચિદાકાશ, ચિત્તાકાશ, માનસ આકાશ અને ભુતાકાશ એવા ચાર પ્રકાર તેમાં કયા મંડલો તરે છે તેનું વર્ણન–આકાશ શાનાવડે ભુવન મંડલોનું પોષણ અથવા નિર્વાહ કરે છે તેના ઉત્તર સાથે માર્જન મંત્ર સંબંધ, રસ નિર્દેષ, માર્જન મંત્રના પ્રથમ ખંડનું વિવરણ બીજા ખંડના અર્થનું વિવરણ, માર્જન મંત્રના બીજા ખંડમાં ગુપ્ત રીતે વર્ણવાયલા અન્ન રસ, પ્રાણ રસ, વિજ્ઞાન રસ શિવરસનું સુચન, મંત્ર શાસ્ત્ર પ્રત્યક્ષ ખાત્રી આપનાર છે અને તેની વૈદક તથા જ્યોતિષ સાથે સરખામણી વીગેરે સંબંધી વિવેચન હવે આપીએ છીએ.

આપણો અધિકારવાળો મનુષ્યદેહ ઉત્પત્તિ ક્રમમાં સંકલ્પથી માંડી મૈથુન જન્ય ગર્ભવાસ સુધીના સાત પ્રકારો ભોગવી ઉત્પન્ન થાય છે.

માર્જનનો આ સ્તુતિમંત્ર કયા લૌકિક કવિને દિવ્યભાવના ઉન્મેષ વડે ઉલ્લસિત નહિ કરે ? નિત્ય સંધ્યાવંદન કરનારા બ્રાહ્મણોને પોતાના નિત્યકર્મમાં કેટલું મંત્રબળ છે તે વેદનું પૈતૃક વારસાનું ધન મળેલું છતાં ગુપ્ત નિધિ જેવું દુર્ભાગ્યથી અનુભવતું નથી એજ શોચનીય છે.

સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ શરીરમાં જે રસ વહે છે. તેના નામ ૧ અન્નરસ ૨ પ્રાણરસ (ઓજસ) ૩ વિજ્ઞાનરસ ૪ શિવરસ (નિજાનંદરસ)

અન્નરસ સ્થુલ સુખથી આપનારા સુખના સાધનોને આપે છે.

પ્રાણરસ સૂક્ષ્મ શરીરનું પોષણ આપી બલની વૃદ્ધિ કરે છે.

વિજ્ઞાનરસ અંતઃસ્થ જ્ઞાનની કલાને જાગ્રત કરી દિવ્ય ચક્ષુને ઉઘાડે છે. અને ચોથો શિવરસ જેને પોતાના સાનુભવના નિજાનંદના રસનું નામ પણ અપાય છે. તે તો પરમાત્માના સાયુજ્ય ભાવને પ્રકટ કરે છે.

**चिकित्सतज्यो तिषमंत्रवादा पदे पदे प्रत्यय मावहन्ति।**

આયુર્વેદ પ્રત્યક્ષ રીતે રોગ નિવૃત્તિ કરી ખાત્રી આપે છે. જ્યોતિષ શાસ્ત્ર ખગોલના નિયમથી ગ્રહણાદિવડે જ્યોતિર્મંડલના ફરવા વીગેરેની ખાત્રી આપે છે. અને મંત્રશાસ્ત્ર અનુષ્ઠાન કરનારને દેવના પ્રસાદવડે પ્રત્યક્ષ ખાત્રી આપે છે.

પાપ દૂર કરનાર સાધનો બે પ્રકારના હોય છે. ચેતન અને અચેતન જલ અચેતન સાધન છે. તેના અધ્યક્ષ દેવતા તે ચેતનમય સાધન છે. અને જલમાં રહેલા દેવતા વરુણને પણ यश्चाप्तु वरुण: स पुनात्वघमर्षण કહેવામાં આવ્યા છે. સંધ્યાના દશ અંગોમાંનું પાંચમું અંગ તે અઘમર્ષણ છે.

નીચેના ત્રણ મંત્રોનો આ કાર્યમાં ઉપયોગ છે.

ॐ सुमित्रीयान: आप औषधय<br>सन्तु दुर्मित्रियास्तस्मै सन्तु<br>योऽस्मान द्वेष्टि यंच वयं द्विष्म: ॥

આ મંત્રવડે જલને લેવાનું (અવગ્રહણ) વિધાન છે.

ॐ द्रुपदादिव मुमुचानि स्विन: स्वातो मलादिव<br>पूतं पवित्रणाज्यमाप शुन्धंतु मैनस ॥

આ મંત્રવડે ડાબા હાથમાં જલ લઇ જમણી હથેળીવડે ઢાંકી

ऋतं चसत्यं चाभी ध्यात त पसोऽध्यजायत<br>ततो राऽयाजयायत ततः समुद्रोऽर्णवः<br>समुद्रार्दणे वादधि संवत्सरो अजायत ॥

જડ પદાર્થ અથવા દ્રવ્ય સ્વતઃ મિત્ર નથી. અથવા સ્વતઃ શત્રુ નથી, જે ભાવથી તે દ્રવ્યને આપણે રંગીએ તે ભાવથી તે દ્રવ્ય મિત્રરૂપ થાય, શત્રુરૂપ થાય અને ઉદાસિન પણ થાય. સંધ્યા કર્મમાં હાથમાં લીધેલું જલ

ઉદાસિન ભાવથી આપણે લેતા નથી પરંતુ આપણા અનુકુળ પ્રાણીઓને હિતકરનારું થાઓ, અને આપણા પ્રતિકૂળ પ્રાણીઓને અહિત કરનારું થાઓ અને અમારો પ્રદ્વેશ કરે અને પ્રત્યાઘાતરૂપે અમે જેની પ્રતિકૂળ માનિએ તેને આ મંત્રથી સંસ્કાર આપેલું જળ તેના દુર્મિત્રરૂપ બને આવો પ્રથમ મંત્રનો ભાવાર્થ છે.

આ મંત્રનો અર્થ વાંચતા કેટલાક અહિંસાવાદીને અણુગમો લાગશે, પણ આ વૈદિક ધર્મનું પ્રતિપદન છે. વૈદિક ધર્મમાં અહિંસા સાધન છે. પરમસાધ્ય નથી. જૈન ધર્મમાં અહિંસા લગભગ સાધ્ય છે. મર્યાદા સુધી અહિંસા સેવવી અને કઇ મર્યાદાએ હિંસાનો આશ્રય લેવો તે બાબત વૈદિક ધર્મ આત્મ રક્ષણના સિદ્ધાંતનો સ્વીકાર કરે છે. દેહાભિમાનવાળા જીવને સર્વાંશ અહિંસાનો ઉપદેશ તેનું મરણજ ઉપજાવે છે.

પ્રકૃતિ ત્રિગુણાત્મક છે. એ પ્રકૃતિ સાધનરૂપ છે. તેને ચલાવનાર શુદ્ધ ચૈતન્ય છે. તે વ્યષ્ટિ અને સમષ્ટિરૂપમાં ક્રિયા કરતું રહે છે. એ ક્રિયા દેશ, કાળ, દ્રવ્યમાં, થાય છે. સંસ્કારરૂપે, અને અંતર્યામિરૂપે પ્રત્યેક વ્યક્તિમાં હોય છે. અને અમુક જથાની, અમુક ભાવના એકત્ર થઇ દેશકાળ અને દ્રવ્યમાં ક્રિયા સમષ્ટિરૂપે તે તે સ્થાને કરાવતી રહે છે. તેને લીધે રાજ્ય અને ધર્મની સ્થાપના થાય છે તે દેશ કાળ અને દ્રવ્યમાં સમષ્ટિનો નેતા કોઇ મહાન પુરૂષ ઉત્પન્ન થાય છે. અને તત દ્વારા દેશ ધર્મ અને દ્રવ્યની ઉન્નતિ કે અવનતિ થાય છે. જેવી રીતે કે શ્રી કૃષ્ણ ભગવાન નેપોલીયન, ઇત્યાદિ પુરૂષો સમજવા. આ વાત શ્રીમદ્ ભાગવત વીગેરે પુરાણોમાં પૃથ્વિને ગાય તરીકે વર્ણી વિષ્ણુને અવતાર લેવા વિનવે છે અને કહે છે કે પૃથ્વિ ઉપર વામો, હરામી રાક્ષસો, દૈત્યોનો ભાર વધી પડયો છે. સતિ સંત અને સાધુ પીડાય છે. ધર્મ એક પગે રહયો છે. કલિ પ્રવર્તિ રહયો છે, અને અધર્મ ત્રણ પગે પુર જોશમાં છે. એટલા માટે હે પ્રભો ! તમે સર્વ નિયંતા છો તમારી ઇચ્છાનુસાર આ જગત પ્રવૃતિ કરે છે તેથી આપ અવતાર ધારણ કરી संभवामि युगे युगे એ જે આપના મુખનું વાક્ય છે તે સફળ કરો. આ ઉપર વિચાર કરતાં સ્પષ્ટ જણાઇ આવશે કે રાજ્યના તથા ધર્મના મહાન ફેરફાર તે તે દેશના તે તે કાળના અને વ્યક્તિ માત્રોની ભાવનાઓ એકત્ર થવાથી ઇશ્વર પ્રેરાય છે. પ્રજામાં ધર્મની વૃદ્ધિ કરવી, સંત સાધુને સન્માર્ગે ચઢાવવા અને રાજ્યોની ઉથલ પાથલ કરવી, તેનો આધાર

કહે છે. વર્તમાન પરિસ્થિતિ જોતાં સાધારણ મનુષ્યને એવું જણાય છે કે અંગ્રેજી રાજ્ય આખી પૃથ્વી ઉપર ફેલાશે. દિવસાનુદિવસ નૌકા અને સૈન્ય વિમાનો અને લડવાના સર્વ સાધનો પોતાના કબજામાં રાખે છે. એક પક્ષિનો ગંધક કે સુરો ખાર ખસ ઉપર ચોપડવા લેવો હોય તો લાયસન્સવાળાને ત્યાં જવું પડે. તોપ બંદુક, નૌકા, મનવારો સરકારની રજા વગર કે લાયસન્સ વગર કોઇથી રાખી શકાય નહિ. આવી સ્થિતિ યાવચ્ચંદ્રો દિવાકરૌ ટકી રહેશે અને પ્રલયાન્ત સુધી હિંદીપ્રજા પરતંત્ર રહેશે. નાણું નચોવઇ જશે. એવો ભાસ થાય છે પણ પુરાણો ઉપર દ્રષ્ટિ કરતાં અને વેદશાસ્ત્રમાં ચૈતન્યજ સર્વ કાંઇ કરે છે એમ લખેલું જોતાં તો તે કેવી રીતે ચૈતન્ય કામ કરે છે તે ઉપર કાંઇ વિચાર ચલાવીએ.

સ્વામિ દયાનંદ બાલગંગાધર તીલક વીગેરેની અને તેમના અનુયાયિઓની ભાવના હિંદી પ્રજાને સ્વરાજ્ય મેળવવાને દ્રઢ કરતી દેખાય છે અને તે જો ઇશ્વર સફળ કરે તો તેઓજ ફરી ઇગ્લાંડ અમેરિકા જર્મની ફ્રાન્સ અને હિન્દુસ્તાનમા અવતરી મહાન રાજપુરૂષો તરીકે પૂજાશે. અને હાલની પરિસ્થિતિનું પરીવર્તન અલ્પરૂપ ચૈતન્ય એકક્ષણમાં કરી ફરી ધર્મ સંસ્થાપન થાય એમ કેમ ન બને ! ઇશ્વરી ગતિ ગહન છે. કોઇ જાણતું નથી કે કાલે શું થશે.

પૃથ્વિપર મોટી લડાઇઓ જેવી કે વોટરલુ, પ્લાસી, એ લડાઇઓની જીત થવાનું કારણ કુદરતી બનાવ છે. વરસાદના ઝાપટાથી પ્લાસીના યુદ્ધમાં અંગ્રેજો વિજયશાળી થયા. વોટરલુમાં નેપોલીયનની બુદ્ધિમાં અવળું સુઝયું. અને હાર ખાધી. ઇત્યાદિ ઇત્યાદિ.

હવે મૂળ વિષય ઉપર આવીએ.

ઋત—વિજ્ઞાનશાસ્ત્રના ધ્રુવ અથવા નિત્ય સિદ્ધાંતો. જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયમાં પ્રવર્તતા સર્વ નિયમો. (Law of physical phinomenon) અથવા scientific laws.

સત્ય પરમાર્થ અથવા વેદાંત સિધ્ધાંતને વેદમાં સત્ય કહે છે. મુખ્ય કારણ સાથેના આપણા અધ્યાત્મિક સંબંધને પ્રકટ કરનારા નિયમો તે સત્ય છે.

સાપેક્ષ અને નિરપેક્ષ સનાતન ધર્મના સિદ્ધાંતો પ્રકૃતિમાં વિદ્યમાન છતાં જ્યાં સુધી અનુભવમાં અને આચારમાં ન ઉતરે ત્યાં સુધી સફલ બનતા નથી. ઋતુ અને સત્યનો પ્રકાશ કરનાર સાધનને તીવ્ર તપ અથવા ઉત્કટ આલોચન કહે છે.

ધર્મ ऋतं च सत्यं એ ઋચામાં એવો અર્થ સમાયલો છે કે

ધ્યાનયોગ અને તપશ્ચર્યાથી ઋત અને સત્ય હમેંશા ઉઘડતાં જાય છે.

આલોચન–ચિત્તની એકાગ્રતા.

અભિમાની જે પોતાના વિચારોને મનમાં ઉતારી પ્રાણદ્વારા વૈખરી વાણીમાં પ્રકટ કરી શકે તે અભિમાની કહેવાય છે.

મુખ્ય અભિનાનીની સંજ્ઞા સંવત્સર છે. સંવત્સર એટલે સવિતા દેવ.

સિદ્ધ નિયમ પૂર્વક પરમેશ્વર ધ્યાતાના ધ્યાનવડે આપણે સર્વ પાપથી છૂટી શકીએ છીએ તેના ધ્યાનવડે આપણે આપણામાં રહેલા પાપ પૂરૂષને આપણામાંથી આ ધ્યાનવડે બહાર કાઢી બાજુએ નાંખી દઇએ છીએ. એ આ અઘમર્ષણ મંત્રનો ભાવાર્થ છે.

હવે સંધ્યાના અર્ધ્યપ્રદાન નામના અંગ વિષે લખીએ છીએ. ભગવાન સુર્ય નારાયણને ગંધ પુષ્પવાળિ જલની અંજલિ આપવી તેને અર્ધ્ય કહે છે. આ અંજલિ પ્રાતઃકાળે ત્રણ. બપોરે એક. અને સાયંકાળે ત્રણ આપવાનો નિયમ છે. પણ એ સમય વ્યતિત થઇ જાય તો એક એક અંજલિ વધારે આપવી. એવો વિધિ છે.

બ્રહ્માંડના અધ્યક્ષ સુર્યના સ્થૂલ મંડલની અંતર્ગત દેવતાને હિરણ્ય-ગર્ભ, પ્રાણ સવિતા, ઇત્યાદિ નામ આપવામાં આવે છે.

જલનું આવરણ ભેદી સુર્ય બિંબ ક્ષીતીજમાંથી જ્યારે બહાર આવે ત્યારે ઉપાસકનો અર્ધ્ય તેના આત્માને જાણે વધારે પ્રકાશિત કરતો હોય એમ તેને ભાન થાય છે.

હૃદયાન્તરગત પાપ પુરૂષ જે રજોગુણાત્મક વૃત્તિમય છે તેને રાક્ષસ એવી સંજ્ઞા આપી છે. રાક્ષસ એટલે રજોગુણાત્મક મનોવૃત્તિવાળું જ્ઞાન જેમાં છે. તેને ફેરવી નાંખી સત્વમય પુરૂષની અંતરમાં સ્થાપના કરે એવું અર્ધ્ય પ્રદાનનું ફળ છે.

જે કાંઇ મહાન રજોગુણાત્મક કર્મ કરે તેને રાક્ષસ કહે છે જેવી રીતે કે નર્મદા નદીનો રાક્ષસી પુલ છે. આનું નામ રાક્ષસી એટલે મોટો એવું થાય છે. જર્મનીના બાદશાહે આખી પૃથ્વિ જીતી પોતે સામ્રાજ્ય મેળવવાને યુદ્ધ કર્યું આ યુધ્ધને કેટલાક વિદ્વાનો અલંકારિક ભાષામાં રાક્ષસી યુધ કરીને કહે છે.

અર્ધ્ય પ્રદાનવડે પ્રસાદ પામેલા બ્રહ્માંડના અધ્યક્ષ જ્યારે ઉપાસકની સન્મુખ પ્રકટ થાય ત્યારે (એટલે કે લોકાલોક ભેદી કેવલ લોકાકાશમાં સ્ફુટ થાય ત્યારે) જે કર્મ કરવાનું તેનું નામ સૂર્યોપસ્થાન કહે છે.

૧ લોકાલોકને ભેદી એટલે સૂર્યોદય જ્યારે થાય છે. ત્યારે લોક એટલે પૃથ્વિ ઉપર આપણે ઉભા રહીએ અને જે જે ગ્રહો ઉપગ્રહો અને પૃથ્વિ આપણાથી અવલોકન થાય તેને આ લોક કહે છે. હવે અવલોક એટલે હિંદુસ્તાનના પગતળે અમેરિકા છે. અમેરિકામાંથી જે ગ્રહો ઉપગ્રહો દેખાય છે તે વખતે હિંદુસ્તાનમાંના જોનારાને દેખાતા નથી માટે તેનું નામ અલોક એવું પાડયું છે. આ પ્રમાણે લોકાલોકનો અર્થ થાય છે. હવે ઉપ એટલે સમીપ અને સ્થા એટલે રહેવું. વિશ્વ નિયંતા સૂર્ય છે. તેની સમીપમાં ચિત્ત વૃત્તિનો નિરોધ કરવો અને તેની કૃપા મેળવવી એ ઉપસ્થાનનું ફળ છે. સૂર્ય શબ્દ સૂ એટલે જન્મ આપવું એ ધાતુમાંથી વ્યુત્પન્ન થએલો છે અને સવિતા શબ્દ સૂ જન્મ પામવું તથા અવ રક્ષણ કરવું. કાંતિવાળું થવું દાન કરવું એ ત્રણ ધાતુઓમાંથી વ્યુત્પન્ન થએલો છે. આ સંજ્ઞા અથવા નામવડે દેવતાના સ્વરૂપનું અને તેના કર્મનું બુદ્ધિમાં ભાન જાગ્રત કરી તેમની પાસે (उप) ઉપાસકે હૃદયાકાશમાં સ્થિતિ કરવી તેનું નામ સૂર્યનુ અથવા સવિતાનું ઉપસ્થાન કહે છે.

પ્રાણીઓની સકલ ચેષ્ટાને આ દેવતા જન્મ આપે છે. प्रसौति તથા જગત જેમાંથી પ્રસવ એટલે ઉત્પન્ન થવા પામે છે. प्रसूते માટે તેને સૂર્ય કહે છે વળી ચેષ્ટા અને સ્થાવર જંગમ જગતના પ્રસવ ઉપરાંત તે દેવ પોતાના કીરણોવડે ગતિવાળો થઇ તે જગતનું સર્વ રીતે રક્ષણ કરે છે. अवति, તથા જ્ઞાન, શકિત, ઐશ્વર્ય, બલ, વીર્ય અને તેજ એ છગુણો વડે તે સુંદર બની પ્રાણીઓને સૌભાગ્ય અથવા સૌન્દર્ય આપે છે તથા તે ભોગ અને મોક્ષનું ઉપાસકને દાન કરે છે. માટે તે ઉપાસ્યદેવ તે સવિતા છે.

## સૂર્યોપસ્થાનના મંત્રો.

ॐ उद्वयं तमसस्परि स्वः पश्यंत उत्तरम्
देवंदेवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तमम् ॥
ॐ उदुत्यं जातवेदसं देवं वहन्ति केतवः
दृशे विश्वाय सूर्य्यम् ॥
ॐ चित्रं देवानामुदगादनीकं चक्षु
र्मित्रस्य वरुणस्याग्नेः
आप्रोद्यावा पृथ्वन्तरिक्षँ
सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥
ॐ तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत ॥
पश्येम शरदः शतं जीवेम शरदः
शतमदीनाः स्याम शरदः शतात् ॥

યજુર્વેદ સંહિતા અધ્યાય ૧૧ ના ઉપરના પાંચ મંત્ર છે.

### તેનો ભાવાર્થ

અમે અંધારામાંથી નીકળી બહાર આવ્યા સર્વોત્તમ સ્વર્ગલોકને જોવાની ઇચ્છાવાળા તે દેવ લોકમાં રક્ષણ કરી રહેલા સૂર્યદેવને અવલોકતા અમે ઉત્તમ પ્રકાશરૂપ જ્યોતિને પ્રાપ્ત કર્યું.

જેમાંથી જ્ઞાન અથવા સંપત્તિ પ્રકટ થાય છે એવા પ્રસિદ્ધ સૂર્યદેવને વિશ્વદૃષ્ટિ ઉઘાડવા સારૂ તેના કિરણો આગળ વહન કરે છે.

મિત્ર ભાવવાળી દ્રષ્ટિના નિયામક મિત્રદેવતા, તથા ન્યાય ભાવવાળી દૃષ્ટિના નિયામક વરૂણ દેવતા, તથા પવિત્ર ભાવવાળી દ્રષ્ટિના નિયામક અગ્નિ દેવતા જાણે ચક્ષુરૂપ સારાંશ મૈત્રી, ન્યાય અને પવિત્રતાવાળી ત્રણ પ્રકારની મિશ્ર દ્રષ્ટિ પ્રેરક સૂર્યદેવ અને અન્ય સર્વ વાગાદિ ઇન્દ્રિયોના પ્રકાશક દેવોનું અદ્ભુત જાણે મુખબિંબ ન હોય તેવા સૂર્ય ભગવાન ઉદય પામ્યાં. આ બિંબરૂપે દેખાતા સૂર્ય તો અપરબ્રહ્મ છે પરંતુ ખરી રીતે તો પરબ્રહ્મ છે કારણ કે પ્રકાશ આકાશ અને પૃથ્વીનાં મંડળમાં તથા અંતરીક્ષ લોકમાં રહેલા સર્વ સ્થાવર જંગમ પદાર્થો અને પ્રાણીઓના આત્મા છે. તેમને હું સ્વાહા મંત્રવડે ધાપી લઉં છું.

દેવોએ સ્થાપેલું અથવા દેવોનું હિતકરનારૂં જગતનું આ તેજસ્વી નેત્ર ઉઘડયું અમે તેના કરૂણા કટાક્ષવડે સો વર્ષ પર્યંત તેના સ્વરુપને તથા વૈભવને દેખતા રહીએ, સો વર્ષ સ્વતંત્ર જીવન ગાળીએ. સો વર્ષ પર્યંત તેના સ્વરુપ અને વૈભવને સાંભળતા રહીએ, સો વર્ષ પર્યંત તેના સ્વરુપ અને વૈભવને વર્ણન કરતા રહીએ, સો વર્ષ પર્યંત કોઇના પ્રતિ પણ દીનત્વ દર્શાવ્યા વિના રહીએ અને વળી સો વર્ષથી પણ અધિક વર્ષ તેના સ્વરુપ વૈભવનો અનુભવ કરીએ.

આ પ્રમાણે ધ્યાનમાં રાખી તે અર્ધ્ય પ્રદાન પછી પ્રકટ થએલા ભગવાન સૂર્યના બીંબ સન્મુખ ઉભા રહી હૃદયાકાશમાં પણ તેમના પ્રતિબિંબનો ઉદય કરી ઉપરના મંત્રના ભાવનું સ્મરણ કરવું. તેનાથી અવિદ્યાના તમસને ઓળંગી જવાય છે. વિદ્યાના પ્રકાશને મેળવાય છે. લક્ષ્મી પણ પ્રાપ્ત થાય છે. દ્રષ્ટિમાં દિવ્ય સામર્થ્ય આવે છે. ન્યાયવાણી અને પવિત્ર કરનારી તે થાય છે. તેને દિર્ધાયુષ પ્રાપ્ત થાય છે. ઇન્દ્રિયો પણ બળવાળી થઇ આરોગ્યને અનુભવે છે. તે કદી દીનભાવે કોઇની યાચના કરતો નથી.

ઉપસ્થાન અથવા પ્રાર્થનાનો એવો પ્રભાવ છે કે ઉપસ્થાન કરનાર અથવા પ્રાર્થના કરનારના ચિત્તમાં ઉપાસ્ય પ્રાર્થનીય દેવતાના સ્વરૂપ ગુણ અને કર્મનો આવેશ પ્રકટ થાય છે અને જે દેવતાનું આદર્શ તેણે અંતઃકરણમાં ઉભુ કર્યું હોય છે તે સફલ બને છે.

પરંતુ સન્ધ્યાની ઉપાસ્ય દેવતાનું આ સૂર્ય બિંબને અવલંબન કરી સેવેલું ઉપસ્થાન સ્થુલ મૂર્તિને સ્પર્શ કરતું હોય છે. ઉપાસકના આગળ પ્રકાશ સૂર્ય બિંબજ તરવરે છે. તે ઘણે ભાગે ભુતાકાશમાં રહેલા ભગવાન સૂર્યના સ્થુલ પ્રકાશવાળા મંડલને પોતાની ઉપાસનાના વિષયરૂપ સમજે છે. પરંતુ હવે તેણે તે સ્થુલબિંબને કોરે મુકી સૂક્ષ્મ બિંબનું આવાહન કરવાનું હોય છે. જ્યારે સ્થુલ દેવનું બિંબ ભુતાકાશમાં રમે છે ત્યારે તેનું સુક્ષ્મ બિંબ ચિત્તાકાશમાં રમે છે.

આ ચિત્તાકાશમાં આવાહન કરી ભગવાનની સૂક્ષ્મ મૂર્તિને સ્થાપવી અને તેને સંમુખ પ્રતિબિંબરૂપે રાખી તેનું ધ્યાન કરવું તેને જપયજ્ઞ કહેવામાં આવે છે.

ઉપાસનાની ક્રિયા સ્થુલ મૂર્તિને લગતી હોય છે ત્યારે જપયજ્ઞ સૂક્ષ્મ મૂર્તિને લગતો છે. ઉપસ્થાન બહિર પ્રદેશની ક્રિયા છે ત્યારે જપ આંતર પ્રદેશની ક્રિયા છે. ઉપસ્થાનમાં ઉપાસકના બાહ્ય અવયવો નમન અને આદર દર્શાવે છે.

ત્યારે જપયજ્ઞમાં ઉપાસકના વાણી પ્રાણ, મન આત્મા, નમનાદિ કરે છે. જ્યારે ઉપસ્થાન ઉભા થઇ કરવાનું હોય છે ત્યારે જપયજ્ઞ બેસીને કરવાનો હોય છે. જ્યારે ઉપસ્થાનમાં ધ્યેય બાહ્ય આકાશમાં હોય છે ત્યારે જપયજ્ઞમાં ધ્યેય હૃદયાકાશમાં હોય છે. જ્યારે ઉપસ્થાનમાં ધ્યેય દેવને સૂર્ય મંડલમાં દેશ બદ્ધ કરવામાં આવે છે. ત્યારે જપમાં ધ્યેય દેવને હૃદમંડલમાં દેશ બદ્ધ કરવામાં આવે છે. જ્યારે ઉપસ્થાનમાં ધ્યેયની મિત્ર વરુણ અગ્નિના ત્રિનેત્રવાળી હિરણ્ય મય અવયવોવાળી કિરણ જાલમાં ઢંકાયેલી ચતુર્દશ ભુવન મંડલમાં ફરતી મૂર્તિના અંગ પ્રત્યંગોની અનુસ્મૃતિ રહે છે ત્યારે જપ યજ્ઞમાં ધ્યેયની ભર્ગ શબ્દથી સુચવાતી ભરણ અને રમણ અને ગમન કરવાના સ્વભાવ સામર્થ્યવાળી સુક્ષ્મ મૂર્તિના અંગ પ્રત્યંગોની અનુસ્મૃતિ કરવાની હોય છે.

જપયજ્ઞનું અવાંતરફળ સાલોકય સામીપ્ય, સારૂપ્ય અને સાયુજ્ય એ ચાર પ્રકારના મોક્ષ સુખનું છે. જ્યારે ઉપસ્થાન વડે ધ્યેય બિંબ દૂરસ્થ હોઇ આપણે જાણે ત્યાં જવાને તત્પર થતા હોઇએ એવો ભાવાવેશ હોય છે. ત્યારે જપયજ્ઞમાં ધ્યેય અત્યંત નજીક હોઇ તે પોતેજ પુષ્પની કળીની પેઠે ઉત્કીલન પામવાને એટલે ઉકેલવા સારૂ મથતું હોય એમ સમજાય છે.

જે વસ્તુમાં પોતાની મનોભાવના ધ્યેયાકાર થાય છે તેમાં એક જાતની અદ્ભુત શકિત ઉત્પન થાય છે અને જે પ્રમાણે એક આંબાના ઝાડમાં જે રસપ્રવાહ ફલોત્પાદક વહે છે. તે રસવડે ધીમે ધીમે આંબાને મ્હોર, મરવા, કાચી કેરી, પાકી કેરી અને મીઠાસ ભરાય છે. તે પ્રમાણે અંતઃકરણની અંદર જે ચિત્તમાં જે ધ્યેય છે તે તદાકાર પામી ધ્યાતાની ઇચ્છા પરિપૂર્ણ કરે છે. હવે જો એ મૃગજળવત મનની ખોટી ભાવના હોય તો ફળ રહિત છે. એવી શંકા જો કોઇ કરે તો તે ખોટી વાત છે. મૃગજળમાં આંબાના વૃક્ષની અંદર જેવો ફલોત્પાદક રસ વહે છે તેવો ફલોત્પાદક રસ કદાપિ વહેતો નથી માટે જો આંબાના રસમાં જો ભાવના કરી તો તે ફળીભૂત થાય છે અને મૃગજળમાં જો કેરી થવાની ભાવના કરી તો તે નિષ્ફળ નિવડે છે. બ્રહ્મ એ લાકડાના સુકા કકડા જેવો નિર્જીવ પદાર્થ નથી. એટલે કે મૃગજળવત નથી. પણ આંબાના ઝાડ જેવો ચૈતન્ય જ્ઞાન અને પ્રકાશ તથા ફલોત્પાદક રસ જેવો છે તેથી ફલ નિવડે છે. માટે બ્રહ્મની ભાવના છે તે ફલ ઉત્પન્ન કરનારી છે. જ્યાં ધુમાડો દેખાય છે અથવા ઉત્પન્ન કરવામાં આવે છે ત્યાં વહ્નિ વડે તે થાય છે અને વહ્નિ પ્રકટ થાય છે. જેવી રીતે યજ્ઞમાં એક અરણી ઉપર બીજી મંથન કરવાથી પ્રથમ ઉષ્ણતા પેદા થાય

છે. પછી ધૂમ પેદા થાય છે અને પછી અગ્નિ પેદા થાય છે તેનું કારણ એ કે એ અગ્નિના કાષ્ઠમાં વહ્નિનું અસ્તિત્વ છે અને તે ધમણથી ફલોત્પાદ થાય છે. તેવી રીતે જપયજ્ઞની ભાવના સદ્‌વસ્તુની અંદર છે. અસદ્ વસ્તુમાં નથી એટલે મૃગજળમાં નથી. મૃગજળ જેવી અસદ્ વસ્તુની ભાવનાનો જો જપ કરીએ તો તે નિષ્ફળ નિવડે છે કારણકે તેમાં ફલોત્પાદક શકિત નથી. જો ફલોત્પાદક અગ્નિની શકિત કલ્પના માત્રજ મૃગજળના જેવી હોય તો તે મિથ્યાભ્રમ જેવી છે અને ફળ ઉત્પન્ન થતું નથી. છાસને વલોવીએ તો માખણ નીકળે. પણ પાણીને વલોવી માખણની આશા રાખીએ તો તે નિષ્ફળ છે અને મિથ્યા મહેનતરૂપ છે.

જે પ્રમાણે ગાયના રૂધિરમાંથી દૂધ ઉત્પન્ન થાય છે અને તે નીકળવાનો માર્ગ સ્તન દ્વારાએજ છે અન્ય સ્થળે દોહન કરવાથી દૂધ નીકળતું નથી. ગાયનું શિંગડું કે પૂછડું ખેંચે તો દૂધ ન નીકળે અને ગાયને ઘાસ અને ગોત ખવરાવનાર તેનો માલિક દોવા બેસે છે ત્યારે તે પોતાના માલિકનેજ દૂધ આપે છે પણ જો બીજો માણસ તેને દોવા જાય તો તેને લાત મારી દોવા દેતી નથી તે પ્રમાણે જે ધ્યાતાએ જેવી જે ધ્યેય વસ્તુનું ધ્યાન ધર્યું છે તે તદાકાર થઇને તે રૂપ ધારણ કરે છે. જેવી ભાવના ચિતમાં હોય તેવું ચિદ્ પ્રકાશે છે, ચિદ્ એ સત્ય છે માટે તે ફલદાયક છે, તેથી ભાવના નિશ્ચય અને ધ્યાનનો એકાગ્રચિતે નિરોધ થાય છે. ત્યાંજ સ્વરૂપની સ્થિતિ થાય છે. અન્ય સ્થળે થતી નથી.

શબ્દ અર્થ અને જ્ઞાન એ ત્રણમાં જ્ઞાન એટલે મનોભાવ તે સર્વથી શ્રેષ્ઠ છે, એક શબ્દને બદલે બીજો શબ્દ પણ ચાલી શકે, અને તે શબ્દનો જે કાંઇ અર્થ થાય તેની ગરજ સારે છે. જેવી રીતે કે આપણે એક કુતરાને બોલાવવો છે. તો એક માણસ ગુજરાતીમાં તુ તુ કહીને બોલાવે છે. એનો અર્થ એ કે હે કૂતરા તું આમ આવ. એક અંગ્રેજ તેને બોલાવે તો કમ કમ કહીને બોલાવે છે એનો અર્થ પણ કૂતરો સમજી જાય છે અને આવે છે. આ પ્રમાણે એક અર્થની ભાવના બતાવવા માટે જુદી જુદી ભાષામાં જુદા જુદા શબ્દો છે પણ તે સર્વ શબ્દોનો અર્થ તો એકજ છે. હવે અર્થમાં પણ જે જ્ઞાન રહેલું છે એટલે કે જે મનોભાવના છે તે વધારે જોરાવર છે. જેવી રીતે કે મનમાં એવું હોય કે કૂતરાને તુ તુ કહીને મનથી તેને પાસે બોલાવવો નથી પણ નસાડવો છે તો તુ તુ શબ્દ તેનો અર્થ આવ એ બંને ખોટા થઇ જઇ કૂતરો નાસી જાય છે. તેથી મનોભાવના એટલે ચિંતન અથવા જ્ઞાન એ સર્વથી વધારે જોરાવર છે અને

તેટલા માટેજ યાદ્દશિ જાયતે ભાવઃ તાદ્દશિ જાયતે સિદ્ધિઃ ॥ એ વાત સિદ્ધ થાય છે. કુતરાને લાકડી બતાવી જોરથી તુ તુ કહ્યું એટલે તે આપણો મનોભાવ સમજી જાય છે. અને જાણે છે કે જો પાસે જઈશ તો એ લાકડી ફટકાવશે. માટે જવું નહિ. આ ઉપરથી સમજી જવાશે કે જે વાક્ય ઉપનિષદ્‌માં પ્રજ્ઞાન બ્રહ્મ કહ્યું છે. તેજ સર્વથી શ્રેષ્ઠ છે. અને ફલ દાયક પણ તેજ નિવડે છે.

એટલા માટે મરણ સમયે જેવી ભાવના તેવો જન્મ થાય છે. અને ભાવનાનો ઉદ્દભવ આગળ કરેલાં જે કર્મો તેનાથી થાય છે. પાપબુદ્ધિવાળાને ભુત, પ્રેત, પીશાચ, ડાકણ, સાકણ ઇત્યાદિનો જન્મ થાય છે. તે પંચકર્મેન્દ્રિય રહિત હોવાથી કર્મેન્દ્રિયો જે સ્થુલ છે તેની રાખ થઇ ઇન્દ્રિય વિનાનો થઇ જાય છે. માટે માત્ર વાસનામય દેહ છે. અને તે કાંઇ કરી શકતો નથી. માત્ર ઇચ્છા કર્યા કરે છે. અને તે ઇચ્છાનુસાર સુખ દુઃખ પ્રાપ્ત થયા કરે છે. આ પ્રેત સ્થિતિનું વર્ણન ગરૂડપુરાણમાં આપ્યું છે તે પ્રેત દેહને પણ અમુક મુદત સુધી આયુષ છે. ત્યારબાદ તે અન્ય દેહ પાછો ધારણ કરે છે. એ પ્રેતત્વથી મુકાવા માટે મરણાન્તર ક્રિયાની અવશ્ય જરૂર છે. મહાપાપીને નર્કસ્થાન છે. તેથી ઉતરતા પાપી માટે પૃથ્વિ છે તેથી ઉતરતા માટે જળ છે. તેથી ઉતરતા માટે વાયુમય શરીર છે. અને પુણ્યવાનને માટે તેજ અને આકાશી દેહ છે, જો કે પાંચ ભુતોના સર્વ દેહ છે. તો પણ તેજોમય દેહ તે ઇશ્વરની છેક નજીકનો દેહ છે. કારણ કે આત્મા એજ જ્યોતિર્મય છે. તે શુદ્ધ અને વિદ્યાત્મક છે. સંપુર્ણ ઐશ્વર્ય અને વૈભવ યુક્ત છે. મહાન શક્તિ અને દીર્ઘ આયુરદા વાળો છે. એ શરીરો જે આપણે તારાઓ જોઇએ છે તેમાં વસીને સુખ ભોગવનારાં છે. સુધારાવાળા નર્કને માનતા નથી પણ નર્કનો દેહ સંડાસમાંના વાંદા, મચ્છર, માંકડ, કરમ, દરાજના કીડા, પ્લેગના જંતુ ઇત્યાદિ સર્વ દેહ પાપીઓનીજ છે. તેને ખાવા માટે વીંટ, લાળ, નર્ક, શેડી, માંસ, મૂત્ર અને ખાળકુંડીના પાણી પીવાની યોજના વિધાતાએ કરી છે. તેઓ ઘડી ઘડી જન્મે છે અને મરે છે એવું અવિદ્યા યુક્ત અને જડ શરીર અને દુઃખ, પુણ્યવાન, સતિ, સાધુ, દાનેશરી વીગેરેને નહિ થતાં ઉત્તમ પ્રકારના ખાન, પાન, અને જે જે વૈભવની ઇચ્છા થાય તે સર્વ વિધાતાએ તેમને સુખ ભોગવવા માટે નિર્માણ કરે છે. મરી ગયા એટલે લહેણા દેણાથી અને પાપ પુણ્યથી મુક્તિ થયા એમ નથી જન્મ મરણ થયાજ કરે છે. આકાર માત્ર બદલાય છે. બાકી તો પોતે

તેનો તેજ છે. મારાં બુટ, મારી પાઘડી એમ બોલવાનો અર્થ એ છે કે હું કાંઇ બુટ નથી, હું કાંઇ પાઘડી નથી પણ તેનાથી કોઇ જુદો છું. માત્ર મેં મારૂં મમત્વ તે જે મારાથી અન્ય વસ્તુ છે તે પર સ્થાપન કર્યું છે. તે પ્રમાણેજ આ સ્થુલદેહ તે હું નથી. પણ દેહથી કાંઇ જુદોજ દેહી હું છું. માત્ર દેહ ઉપર મેં મારૂં મમત્વ ધારણ કર્યું છે. એ પ્રમાણેજ હું ઇન્દ્રિયો નથી પણ ઇન્દ્રિયોથી જુદો છું. હું મન નથી પણ મનથી કોઇ જુદો છું. હું પ્રાણ નથી પણ પ્રાણથી હું કોઇ જુદો છું. હું બુદ્ધિ નથી પણ બુદ્ધિથી કોઇ જુદો છું. બુદ્ધિ જડ છે. તે ઉપર જેવું મમત્વ લાકડી ઉપર ઉત્પન્ન કરેલું તેવુંજ મમત્વ બુદ્ધિ ઉપર પણ સ્થાપન કરેલું છે તો આ સર્વ વસ્તુઓનો સ્વામી જે જ્યોતિર્મય આત્મા છે તે કોઇ જુદોજ છું. આ વસ્તુઓ મારી છે પણ હું કાંઇ તે વસ્તુ નથી. આ ઉપરથી સમજાશે કે આત્માની પ્રગતિ માટે હોમ, તર્પણ, સંધ્યા, પૂજન, શ્રાદ્ધ ક્રિયા ધર્મ દાન ઇત્યાદિની અવશ્યે જરૂર છે. જેનામાં કાંઇએક વિચાર શક્તિ છે તે આ હમારી વાત જે વેદશાસ્ત્ર અને વિદ્વાનોના અનુભવની છે તે સત્યરૂપે સ્વીકારશે અને તે વાતની ઉપેક્ષા કરનાર પાપી માણસ અથવા નાસ્તિક કલિ કલેશ, અવિદ્યા, દુઃખ દારિદ્ર ઇત્યાદિમાં સપડાયા કરે છે. તેની ખાત્રી થશે.

જેઓ પુર્નજન્મને માનતા નથી અને તે વાતની ઉપેક્ષા કરે છે. તેઓ સૃષ્ટિવિજ્ઞાન રસાયન ઇત્યાદિ શાસ્ત્રોને માને છે. HZO એટલે પાણી એનું રૂપાંતર થાય છે પણ H અને O ના પરમાણુઓ બીજા દ્રવ્યોની સાથે મળી કોઇ બીજા આકારમય પદાર્થ થાય છે તેને તો સત્ય માને છે. આ સામાન્ય પરમાણુરૂપ સમષ્ટિરૂપે સત્ય છે. અને એક છે. તેમાંથી અનેક વિશેષ રૂપો વ્યષ્ટિરૂપે પ્રત્યક્ષ અવતરે છે. એ વાતને તો માને છે. એનું નામ પુર્નજન્મ નહિ તો બીજું શું કહેવું ? મુસલમાનો ખ્રિસ્તીઓ, કબરની પૂજા કરે છે ? અને પ્રગતિ કરાવનાર કોઇ અદ્દભુત શક્તિ છે કે નહિ એ વાતનો વિચાર માંડી મુકી દે છે. તો સવાલ એ ઉઠે છે કે એ ફુલ ચઢાવે છે તે કબરના પથરાની ઈંટની છો ને કે અંદર સડી ગએલા મુડદાની ગીદ્દીની પૂજા કરે છે ? ને ભાવનાથી ફળ થાય છે અને ઓગાયતનનો જન્મ થાય છે. એ વાત ખોટી હોય તો કોઇ બતાવી શકશે કે તે કોની પ્રગતિ માટે ફુલો ચઢાવી પૂજા કરે છે. આ પુર્નજન્મ નથી થતો તો બીજું તેનું શું થાય છે તે કોઇ બતાવશે કે ? માટે આ ભ્રમિત મનના હાંસવાળા માણસો વિચાર શૂન્ય લાગે છે. અમારૂં બોલવું એ ગજવાખાંની ગપ નથી પણ વેદ

શાસ્ત્ર અને પુરાણુ તથા ઋષિ મુનિઓના વાક્યોના પુરાવારૂપે છે. વાલ્મિક ઋષિ મરા મરા કહી લુંટારામાંથી પુજ્ય મહર્ષિ પદને પામ્યો, તેમજ બીજો ભીલ લુંટારો મટોડીના દ્રોણુ ગુરૂ પાસેથી શબ્દ વેધ કરતાં શિખ્યો. એ મનોભાવના ફળીભુત ન થઇ તો બીજું શું ફલિભુત થયું એ કોઇ બતાવશે ?

દેશની પ્રગતિ અને રાજ્યોની ઉથલપાથલ કેવી રીતે થાય છે તે ટુંકમાં વેદશાસ્ત્ર અનુસાર અમે બતાવીએ છીએ.

હિંદુસ્તાન દેશનો વ્યાપાર કરવા માટે ડચ લોકો ફ્રેન્ચ લોકો અને અંગ્રેજો, પોર્ટુગીઝ વીગેરે અત્રે આવ્યા. તેઓની મનોભાવના એવી હતી કે અમે હિંદુસ્તાનમાં ખૂબ વેપાર કરી ધનાઢય થઇએ અને તે દેશ જીતી લઇએ. મોટા મોટા હિંદ વાસીઓની ભાવના એ હતી કે અમે દેશાંતરોમાં જઇ મોટો વ્યાપાર કરીએ. એવી ભાવનાવાળા મનુષ્યો મરણાન્તર તે તે દેશમાં અવતર્યા. મોટા વ્યાપારી અને લડવૈયા થયા, તેમને જીત મેળવી આપવા માટે સામો પવન, સામો તડકો, વરસાદના ઝાપટાં, સાઇકલોન વીગેરે કુદરતી બનાવો બન્યા અને લડાઇમાં હારજીત થઇ, એક ઘડીમાં અજબ ફેરફાર થઇ ગયો એ કુદરતી બનાવો અને જન્મ મરણો ઇશ્વરની ઇચ્છાથી નથી થયા તો બીજા કોની ઇચ્છાથી થયા. શું નેપોલીયન કે જર્મનીનો કૈસર એ બનાવો રચવા સમર્થ થયા છે કે ! અને તેની ઇચ્છા પ્રમાણે આ સૃષ્ટિના નિયમો પલટાય છે કે શું ? તેઓ પણ એક સસલાની કે ઉંદરની માફક મરણ ને શરણ થયા અને તેઓના કર્મ પ્રમાણે તેમના જન્મ થયા. એ વાત ખોટી હોય તો બીજી કઇ રીતે તેઓની હારજીત અને જન્મ મરણો થયાં તે કોઇ બતાવશે કે ? એટલા માટે અમારા દેશભક્ત ગાંધીજી જેવાને અમે વિનંતી કરીએ છીએ કે હું આમ કરીશ હું આમ કરીશ એવી વાણીનો ત્યાગ કરીને હે ઇશ્વર તું કરશે તે ખરૂં, તું કરશે તે ખરૂં એ વાણી ગ્રહણ કરવી. એવો સાર ઉપનિષદાદિ શાસ્ત્રમાંથી નીકળે છે.

હવે અમે જપયજ્ઞના મૂળ વિષય ઉપર આવીએ છીએ.

જપ તત્કાળ સિદ્ધિને આપનાર હોવા છતાં જ્યારે સિદ્ધિ ન મળે ત્યારે તેમાં કાંઇ હેતુઓ રહેલા હોય છે અને તે કયા છે તે વિચારીએ.

જપ કરવામાં અંતઃકરણની વ્યગ્રતાવાળી સ્થિતિ બીલકુલ ન જોઇએ. જપ કરવાનું સ્થાન પણ મનને પવિત્રતાનું ભાન કરાવે તેવું એટલે શ્રૌત સ્માર્ત રીતે અગ્નિની વેદી કરેલી હોય તેવા સ્થાનમાં અથવા પ્રવાહવાળી નદીની સમીપ અથવા ગ્રામ્ય અને જંગલના દેવસ્થાનમાં અથવા ગૃહના

દેવસ્થાનમાં, ગુરૂસ્થાનમાં અથવા પુણ્યતીર્થમાં જઇને કરવા. વ્યવહારના કામ વખતે અપવિત્ર દેહ હોય ત્યારે, પગ ઉપર પગ ચઢાવીને હાથ ઉપર હાથ ચઢાવીને વ્યગ્રભાવથી અથવા બીજા માણુસોની વાતમાં ચિત્ત પરોવીને કદી જપ કરવો નહિ.

મનની પ્રસન્નતા, શૌચ, મૌન, મંત્રાર્થનું ચિંતન અવ્યગ્રતા અને ઉત્સાહ આ ૭ ગુણો જપ કર્મને સત્વર ફળ આપે તેવા કરે છે. માથા ઉતાર વેઠ, અપવિત્ર શરીર અને મેલા મુખથી કરેલા જપો ઇષ્ટાર્થને આપતા નથી.

**मरणावसान समये कफवात पित्ते**
**कंठावरोध विसमे स्मरण कुतश्चात**
જ્યાં સુધી **यावत शरीर मरुजं यावत जरातुरस्तथा**
**यावतश्चेन्द्रिय शक्ति रक्त प्रतिहता यावन्न हारियो रसाहा:**

મરણુ સમયે વાત પીત અને કફ વડે શ્વાસોશ્વાસ અને કંઠનો અવરોધ થાય તે વખતે વિકલતા અને દુઃખમાં ઇશ્વરનું સ્થિર ચિત્તે સ્મરણુ કેવી રીતે થઇ શકે એટલા માટે જ્યાં સુધી શરીરમાં રોગ પેઠો નથી. ઘડપણુથી શરીર જર્જરિભુત થયું નથી. જ્યાં સુધી ઇન્દ્રિયોની શક્તિ શિથિલ થઇ ગઇ નથી. જ્યાં સુધી શરીરમાંથી વિર્ય અને ઓજસ ઘટી ગયા નથી તેટલા વખતમાંજ જે કાંઇ ઇશ્વરની પ્રાપ્તિ કરવાનું સાધન અને પ્રયત્ન કરવો હોય તે કરી લેવો.

જપયજ્ઞની ભુમિકા ચાર છે. તેના નામ વાંચક ઉપાંસુ માનસ અને ધ્યાનમય.

ૐકારની ત્રણુ માત્રા તે ત્રણુ વ્યાહૃતિ છે. અને તે વ્યાહૃતિઓ આઠ આઠ માત્રાના ગાયત્રી મંત્રના ત્રિપદ છે તેનો ધ્યાનમય જપ ઉત્તમ અધિકારી કરી શકે છે. અનેક અર્થવાચક બ્રહ્મના નામો છે તેમાં પણુ ૐ કાર એ તેનું સર્વસ્વ બ્રહ્મનું સ્વરૂપ નાદરૂપે પ્રકટ થાય છે અને શ્વાસોશ્વાસમાં તે વ્યકત થાય છે. તેથી ચેતન અને અચેતન અભિવ્યક્ત થાય છે.

સામાન્ય નાદ બ્રહ્મ સર્વત્ર વ્યાપક છે એ સામાન્યમાંથી વાયુના સ્પંદરૂપે વિશેષ નાદ પ્રકટે છે. અન્ય ધ્વનિઓની માફક ૐ શબ્દ નિર્વિષ નથી. પરંતુ તે સવીર્ય લોકત્રયી પ્રાણુત્રયી અને વેદત્રયીના રહસ્યનો પ્રકાશક છે. એ બ્રહ્મનું સ્વરૂપ સ્વર્ગ અંતરિક્ષ અને પૃથ્વિલોકમાં મૂર્તિમાન દેખાય છે. ક્રિયાશક્તિનો વિકાસ પ્રાણુ અપાન અને ધ્યાન વાયુના સ્પંદવડે શક્તિમત્ત જણાય છે. અને વેદત્રયી શબ્દ સમુહ સ્વરૂપે તેના નામ અર્થ અને જ્ઞાનપ્રકાશક છે. અને

તેમાં બ્રાહ્મ વાયકનો સંબંધ જણાય છે. અને તે ઉપરથી સર્વ આનંદરૂપ એક વિભાગ તે હું છું. અને તે એક અગ્નિના એક તણખામાં જે શકિત રહી છે તેવી રીતે સર્વ અગ્નિરૂપમાં તણખા જેવીજ સર્વ શકિત છે એમ સ્પષ્ટ જણાય છે. અને અગ્નિની સર્વ શકિત તણખામાં છે. અને તણખાની સર્વ શકિત અગ્નિમાં છે.

હું એક બીજરૂપ બ્રહ્મ છું. તે અનેકરૂપે થાઉં એવી-ઇચ્છાશકિતયોગે ત્રણ વ્યકિત પ્રકટ થઇ અને તેથી ત્રણ લોક, ત્રણ વેદ અને ત્રણ પ્રાણ પ્રકટ થયા. આવી રીતે જગતમાંથી સર્વ પ્રાણી પદાર્થો ઉત્પન્ન થયા. અને તે અવ્યકતમાંથી એટલે બીજ ભાવમાંથી પરમાત્માના નામરૂપ અને કર્મ વ્યકિતરૂપે સ્પષ્ટ પ્રગટ થયાં છે. બીજનું નામ ૐ છે. અને તેને બિંદુ એમ કહે છે. જે કોઈ વિશેષ ઉત્પન્ન થાય છે તે ૐકારનુંજ એટલે બીજનુંજ ફણગાનું ફુટવું થઇ અને ડાળ થવા અને ફળ ફુલ ઉત્પન્ન થવા તેવી રીતે સ્પષ્ટ જણાય છે.

સાંખ્યશાસ્ત્રમાં જે ૨૪ તત્વ વર્ણન કર્યાં છે તે ગાયત્રિના ચોવીસ અક્ષર છે. પીંડ અને બ્રહ્માંડનું એકીકરણ કરી બ્રહ્મલોકનું નિર્વિકલ્પ પદ પ્રાપ્ત થવા માટે બ્રાહ્મણને જન્મ અને ગાયત્રી મંત્રનો જપ કરવાનો છે. સંસારી સુખ વૈભવ અને પૈસો મેળવવાની કમાણી કરવા માટે બ્રાહ્મણનો જન્મ નથી. ગાયત્રીના ૨૪ અક્ષરમાં ૨૪ તત્વ સમાયલાં છે. અને તે ૨૪ તત્વ પોતાના શરીરમાં ન્યાસરૂપે સ્થાપન કરવાનાં છે. તેના દેવતા સ્થાન, તત્વ લોક વીગેરેનું કોષ્ટક નીચે પ્રમાણે અમે આપીએ છીએ.

| | | | શરીર |
|---|---|---|---|
| (૧) ૐ | अ | भु | સ્થૂલ |
| | उ | भुर्व | સૂક્ષ્મ |
| | म | स्वः | કારણ |

### યજ્ઞના ફાયદા.

હોમ કરવાથી વાતાવરણમાં અજબ ફેરફાર થાય છે. એ વિષે હું મારો અનુભવ પ્રગટ કરું છું.

હોમ એ કેવલ પેટાપણાને માટે નથી. પરંતુ ત્રિભુવનમાં સર્વ કોઇને લાભ મળે તેટલા માટે છે. એક દિવસે હું આખીરાત મચ્છરથી હેરાન થયો અને મચ્છર એટલાં કરડયા કે ઉંઘ આવે નહિ. ૫૦થી ઉપર મચ્છરને તો મેં મારી નાખ્યા હશે. મચ્છરદાની વસાવી પણ કોઇક કોણું જાણે ક્યાંથી

મચ્છરો તેમાં પેસી જાય છે તે સમજાયું નહિ. બીજે દિવસે સઘડીમાં થોડો એક દેવતા લઈ ગુગળનો ધૂપ અને ઘીનો ધૂમાડો કીધો. થોડી રાત એને બાળી. એની ઝેર અને ગંધથી પાંચ મીનીટમાં સર્વ મચ્છરો નાસી ગયા અને નીરાંતે ઊંઘ્યો. એ ગુગળના ગંધની અસર આખી રાત મારા ઓરડામાં રહી અને એ વાયુનો સપાટો આખા વિશ્વમાં જ્યાં જ્યાં ગયો ત્યાંની હવામાંની શરદીનો નાશ કરતો ગયો. એક દિવસે ટાઢીયો તાવ આવેલો તે ઘણા ઓષડ કરેલાં તે પણ મટયો નહિ. મેં ઘી ગુગળ અને બીજા પદાર્થોનો ધૂપ એક સઘડીમાં કરી તે સઘડી ખુરશી તળે મુકી ખુરશી ઉપર હું બેઠો અને સાલ ઓઢી. થોડા વખતમાં મને પસીનો પસીનો થયો અને ગુગળની ગંધ શરીરમાં અને સાલમાં પેસી ગઇ અને તાવ જતો રહ્યો. એ ગુગળની ગંધ મારી સાલમાં એટલી બધી પેસી ગઇ હતી કે એક મહિના સુધી સાલને સુંઘીએ તો ગુગળની ગંધ તેમાં આવ્યા કરતી હતી. એ ગુગળમાં તાવ દૂર કરવાની જેટલી શકિત હતી તે જ્યાં જ્યાં પવન ગયો ત્યાં ત્યાં ફેલાઇ અને તાવના જંતુઓ નાશ પામ્યા. એક દિવસે બારી બારણા બંધ કરી હું સુતો હતો. પડોશમાં માંસાહારી લોકો રહેતા હતા. અને તેઓ આડોસી પાડોસી ખુમ પાડે તેથી મધ્ય રાત્રિએ માંસ ખાતા. હું જાગી ઉઠયો તો મારા નાકમાં કાંદા લસણ અને રંધાતા માંસની ગંધ પેસી ગઇ. અને ઉલટી થવાની સંખ્યા થઇ તરત મેં બારી બારણા ખુલ્લા કરી નાંખી નવી હવા લીધી.

આ ઉપરથી સિધ્ધ થાય છે કે વાયુ નિર્લેપછતાં જે જે વસ્તુની સંગતમાં આવે છે તેવા તેવા ગુણો ધારણ કરે છે. રસાયનશાસ્ત્રને અનુસરી ને વૈદ્ય અને વિદ્વાનોએ વનસ્પતિ એકત્રીત કરી વેદમંત્રથી ઇશ્વરની પ્રાર્થના કરી સમષ્ટિના કલ્યાણ અર્થે જે કાંઇ હોમ કર્યો તે વ્યર્થ જાય છે એવું માનનારા મિથ્યાભિમાની ગર્વિષ્ઠ સીવાય બીજા કોઇ નથી.

ગોર લોકોને હુતદ્રવ્યમાં આપેલું ઘી ઘેર લઇ જવાની દાનતને લીધે બરાબર હોમતા નથી તેમજ અગ્નિને ધૂમાતો રાખે છે. પણ સાત જીભ્હામય અગ્નિ તેની પૂર્ણ પ્રદીપ્તી કરતા નથી, હવે એ આહુતીઓ મેઘમંડળ અને સૂર્યમંડળ દ્વારે ત્રિભુવનમાં કેવી રીતે પ્રસરે તેમજ સાત દહાડાનો તાવ આવ્યો હોય તેવા ધીમા અને બે શુરા ઉચ્ચારથી જે વેદની રૂચા ભણે છે તેથી કાનને ત્રાસ થાય છે. તેનો અર્થ સમજ્યા વગર જે મંત્ર ભણે છે તે તો અત્તરમાંથી સુગંધી ઉડી ગયા બાદ જે તેલ રહે છે. તેના જેવું નિરસ છે. એટલા માટે વેદમંત્ર તાલ અને શુર સાધી ઉદાર અનુદાત અને સ્વરીત તેમજ રસ્વ દીર્ઘ પ્લુત ઇત્યાદિ સમજી સુસ્વરે તેનો અર્થ સમજી મધુર લાગે તેવી રીતે ભણવા.

| સંખ્યા | વર્ણ. | તત્વ. | | દેવતા. | અવયવ. |
|---|---|---|---|---|---|
| ૧ | त | પ્રકૃતિ | અંતઃકરણત્રય | અગ્નિ | પાંદા ગુષ્ઠ ડાબો |
| ૨ | त्स | ચિત્ત | ,, | વાયુ | જમણા પગનો અંગુઠો |
| ૩ | वि | મહત્ત | ,, | ચંદ્ર | ડાબી ઘુંટી |
| ૪ | तु | અહંકાર | | વિદ્યુત | જમણી ઘુંટી |
| ૫ | र्व | શબ્દ | પંચતન્માત્રા | યમ | જાનુ ડાબો |
| ૬ | रे | સ્પર્શ | ,, | વરૂણ | જમણો જાનું |
| ૭ | ण्य | રૂપ | ,, | બ્રહસ્પતિ | ડાબો સાથળ |
| ૮ | यम् | રસ | ,, | પર્જન્ય | જમણો સાથળ |
| ૯ | भ | ગંધ | ,, | ઇન્દ્ર | ગુહ્ય ઇન્દ્રિય |
| ૧૦ | र्गो | શ્રોત | પંચજ્ઞાનેન્દ્રિયો | ગંધર્વ | કટિ |
| ૧૧ | दे | ત્વક | ,, | ત્વષ્ટા | જઠર |
| ૧૨ | व | ચક્ષુ | ,, | મિત્રાવરૂણ | ઉરસ |
| ૧૩ | स्य | રચના | ,, | પુષા | સ્તન |
| ૧૪ | धी | નાસા | ,, | સુરેશ | ગળુ |
| ૧૫ | म | વાક | પંચકર્મેન્દ્રિયો | મરૂત | વક્ત્ર |
| ૧૬ | हि | હસ્ત | ,, | સોમ | તાલુ |
| ૧૭ | धि | પાદ | ,, | અંગિરા | નેત્ર |
| ૧૮ | यो | પાયુ | ,, | વિશ્વદેવો | કર્ણ |
| ૧૯ | यो | ઉપસ્થ | ,, | અશ્વિન | ભ્રૂમધ્ય |
| ૨૦ | नः | આકાશ | પંચમહાભૂત | પ્રજાપતિ | લલાટ પૂર્વભાગ મસ્તકનો |
| ૨૧ | प्र | વાયુ | ,, | કુબેર | દક્ષિણભાગ ,, |
| ૨૨ | चो | તેજ | ,, | શંકર | પશ્ચિમભાગ મસ્તકનો |
| ૨૩ | द | જલ | ,, | બ્રહ્મા | ઉત્તરભાગ મસ્તકનો |
| ૨૪ | यात | પૃથ્વિ | ,, | વિષ્ણુ | બ્રહ્મરંધ્ર |

આ અખિલ બ્રહ્માંડના ધારક પાલક અને તેને પાછું પોતામાં સમાવનાર સંહર્તા ૐ સ્વરૂપ છે. તે

भूर्भुवं स्वः

ભુર ભુવર અને સ્વર એ પ્રમાણે એટલે ભુમિ અંતરિક્ષ અને સ્વર્ગમાં રહેલા અનેક લોક લોકાન્તરના ઉત્પાદક.

तत्सवितुर्देवस्यः

એવા સગુણ બ્રહ્મ સ્વરૂપ જે આ જગતના દેવ છે, અને જે

वरेण्यं ઇચ્છિત ફળને ચુંટી કાઢી પ્રસન્ન કરેલા મનોરથોને આપનાર

भर्गो देवस्यः

જે આત્મ જ્યોતિ સુર્ય મંડલની અંદર દિવ્ય મુર્તિ અને સુર્યનારાયણની બહાર છે તેની પ્રકટ પ્રાપ્તિ કરાવી આપનાર ભગવાન દિવ્ય તેજરૂપે પ્રકટ છે. તેનું અમે धी महि ધ્યાન ધરીએ છીએ.

धीयोयोन प्रचोदयात:

તે અમારી બુદ્ધિમાં સદ્દવૃત્તિ પ્રેરો.

અંહગ્રહ એટલે હું પરમાત્માની પરાપ્રકૃતિ રૂપે છું. એવું જીવાત્મા અને પરમાત્માનું એકીકરણ કરવું તેનું નામ અંહગ્રહ છે. સર્વલોક સર્વદેવ અને વેદત્રયી રૂપને ૐ કારમાં સમાવી દેવા અને તે ૐ કાર હું છું. એવી નિશ્ચયાત્મક ભાવનાનું નામ અંહગ્રહ છે. સ્થુલ સુક્ષ્મ કારણ અને મહાકારણ એ પરમાત્માનાજ શરીર છે. એ વ્યષ્ટિ અને સમષ્ટિરૂપે હું એટલે બ્રહ્મ અથવા જીવ શિવ અથવા દેવ અથવા પંચ મહાભુતો એ સર્વ મારાંજ સ્વરૂપ છે. જીવને અલ્પશકિત કહે છે. દેવને–ઇશ્વરને મહાન શકિત કહે છે અને અગમ્ય અગાધ એવી સર્વ શકિત તે પરબ્રહ્મ છે. એ પરબ્રહ્મથી વધીને બીજો કોઇ મહાન નથી. અલ્પજ્ઞ અને સર્વ એ લોકોને સમજાવવા માટે છે. વસ્તુતઃ તળાવના પાણીના ટટકા થઇ શકતા નથી તેવો અભેદ્ય બ્રહ્મ એકજ છે. અલ્પ બ્રહ્મ કે મહા બ્રહ્મ એવી સંજ્ઞાજ નથી. એતો વાણી વિલાસ છે. તેથી શબ્દરૂપ બ્રહ્મ જે વેદત્રય છે તે હવે શબ્દથી વર્ણન કરી શકાય એવી શબ્દની ગતિ નથી. તે એક બ્રહ્મ છે. એમ કહી न इति न इति શ્રુતિ બોલે છે. સર્વ દ્રષ્ય થતું વસ્તુમય જગ તે બ્રહ્મ નહિ. અમે નથી કહી શકતા કે બ્રહ્મ છે બ્રહ્મ છે બ્રહ્મ છે. એ દ્રષ્ય નથી પણ દ્રષ્ટા છે એ દ્રષ્ટાનો બીજો કોઇ દ્રષ્ટા નથી. અહંકારનો અર્થ એટલે હું અને મારૂં

એમ બે વસ્તુછેજ નહિ. જે છે તે હુંજ છું. અને મારા સિવાય બીજી કોઇ વસ્તુ નથી એવો એ ગાયત્રી મંત્રનો સુર્ય મંડલ ભેદન કરી વૃત્તિરૂપે સ્વરૂપ સ્થિતિમાં લય થવાનો અથવા પામવાનો અથવા ભળી જવાનો માર્ગ છે.

એ ગાયત્રી મંત્ર જપનારને સર્વ કાંઇ પ્રાપ્ત થઇ ચુકયું છે. તેથી તે તેને અમૂક જોઇએ છે એવી ઇચ્છાજ રહેતી નથી. તે સર્વશકિત સર્વાધાર સર્વ રૂપ, જ્ઞાનમય, ચૈતન્યમય, વિભુ, નિર્લેપ આનંદમય અચ્છેદ, અભેદ, અપ્રતિહત બ્રહ્મરૂપ ઇત્યાદિ વિશેષણો બ્રહ્મને લગાડાય છે. તેને કોઇ વિશેષણ લાગી શકતું નથી. જ્યાં વિશેષણ લાગે છે તે સગુણ બ્રહ્મ છે. અને તે સગુણ બ્રહ્મની શકિતને હદ હોય છે. અને નિર્ગુણને હદ હોતી નથી.

ગાયત્રી મંત્રના છ અર્થ થાય છે. તેને યથાર્થ જાણનારને જીવન્મુકિત પ્રાપ્ત થાય છે.

જેણે ગાયત્રી મંત્રના વર્ણનું કવચ પહેરી જાણ્યું નથી. જેણે પ્રણવરૂપ તીક્ષ્ણ તલવારને ઝાલી જાણી નથી. અને જે બ્રાહ્મણે ત્રિપદા ગાયત્રી વશ કરી નથી તે આ લોકમાં ક્રોધવાળો હોય તો પણ શું કરી શકે તેનાથી કંઇજ બની શકે નહિ.

આ લોકમાં જપ કરવાથી જપ કરનારને ભગવાન સવિતા પણ માર્ગ આપે છે. તેવો જપ કરનાર સર્વ યજ્ઞ કરનારામાં શ્રેષ્ઠ છે. કારણકે બ્રહ્મ લોકનુંજ નિર્વિકલ્પ પદ તેણે સિદ્ધ કર્યું છે.

ગાયત્રી મંત્ર વિષે વધુ વિવેચન છાંદોગ્ય ઉપનિષદ પાંચમો અધ્યાય ૧૮મો બ્રાહ્મણ શ્લોક ૧ થી ૮નો સાર આપીએ છીએ. વિસ્તારભયે ટુંકમાં લખ્યું છે. વધુ જાણવા ઇચ્છનારે તે ઉપનિષદમાં જોઇ લેવુ.

ગાયત્રી મંત્રનો અર્થ સામર્થ્ય અને ફળ મોક્ષ પ્રાપ્તિ છે અને તે ગાયત્રી મંત્ર સર્વ મંત્રોમાં શ્રેષ્ઠ છે. જે માણસ ગાયત્રી મંત્રનું તત્ત્વ જે સત્ય જ્ઞાન સ્વરૂપ છે. તેને જાણી શબ્દ અર્થ અને જ્ઞાનપૂર્વક સમજી તેની ઉપાસના કરે છે તેને જય પ્રાપ્તિ, સર્વ શ્રી પ્રાપ્તિ, યશ પ્રાપ્તિ, ધન પ્રાપ્તિ, નું ફળ મળે છે. બ્રહ્મચર્ય દ્વારા શારીરિક બલ, મનબલ, પ્રાણાયામદ્વારાએ યોગ બલ, યોગ સિદ્ધિઓ, સદ્બુદ્ધિ, આત્મપ્રકાશ, પાપથી નિર્લેપપણું, પ્રતિગ્રહ કરવાથી અલિપ્તપણું વેદ ભણ્યાનું ફળ, મનવશ, ઉપાસના દ્વારાએ બ્રહ્મલોકની પ્રાપ્તિ, ઇન્દ્રિય શુદ્ધિ અને ઇન્દ્રિયોનું બલ, જે જેવું છે તેવું યથાર્થ ત્રિલોકીના પદાર્થનું વિજ્ઞાન, સત્ય સંકલ્પ બ્રહ્માનંદની પ્રાપ્તિ વીગેરે થાય છે. ગાયત્રીની

સ્થિતિ સત્યપદ વાચ્ય પરમાત્મામાં છે. તે દ્વારા ઋતુમ્ભરા પ્રજ્ઞા પ્રાપ્ત થાય છે. ત્રિલોકી ઉપર સ્વત્વ એટલે સમ્રાટના જેવી સત્તા ધ્રુવાદિ ધ્રુવાદિ વસ્તુ વસ્તુ સાક્ષાત્કાર, ચક્ષુ ઇન્દ્રિય ગ્રાહ્ય, સ્વરૂપ પ્રત્યક્ષ અનુભવગમ્ય થાય છે. જે કોઇ ગાયત્રિ મંત્રનો તત્વ સમજ્યા વિના, બ્રહ્મચર્ય પાળ્યા વિના, પરંપરાએ ઉપદેશ કર્યા વિના જપ કરે તો તેનું યથાર્થ ફળ થતું નથી.

આજકાલના કેટલાએક બ્રાહ્મણોના મુખ ઉપર જીવન વગરના દેહના ખોખાં સમાન નિર્વિય થવાથી બ્રહ્મતેજ નહિ દિસતાં લુખાસ માલમ પડે છે. આ દાન પ્રતિગ્રહનું ફળ છે. બલ બુદ્ધિ અને પરાક્રમ રહિતપણું. પ્રાપ્ત થયલું મુખમુદ્રા ઉપરથી જણાય છે. અને ગમે તેટલું માદક દ્રવ્ય પાન કરી મુખ ઉપર હેર ઓઇલ અને પોમેટમ લગાડે તો પણ ઉપર બ્રહ્મતેજ દેખાતું નથી. આ સર્વ કલિકાલની વિટંબણા નહિ તો બીજું શું કહેવું ? જંગલમાં જઇ પગે ચાલી જે મુનિવર્યોને રાજા મહારાજાઓ પ્રણામ કરી પૂજન કરતા તે મુનિના પુત્રો મુઠી દાણા માટે ઘેરેઘેર ભીખ માંગે છે એ પણ ગાયત્રી મંત્ર નહિ જપ્યાનું ફળ છે.

અમારા બુદ્ધિશાળી દેશભક્તો સ્વદેશ સ્વદેશની બુમો પાડી હિતચિંતક કહાવે છે. પણ પોતાનો સ્વદેશ ક્યાં તે જાણતા નથી. સ્વ. તે આત્મા કહેવાય છે. અને દેશ એ તેનું મંગલ નામ આ ત્રિલોકી કહેવાય છે. તેને તો પાટલુનમાં ચિંટાળી ગઠડી બાંધી મૂકયો છે અને મિથ્યા સ્વદેશનું રક્ષણ કરીએ છીએ એવી બુમ પાડે છે તેમાં તેનું કાંઇ વળતું નથી અને ગોળીબારો થાય છે. ત્યારે ચૂપ થઇ જાય છે. એમનું બલ બુદ્ધિ અને પરાક્રમ તે વખત કયાં જતું અને જમીન ઉપર પહોળા મોં કરી પડયા અને વિગત પ્રાણ થયા. અને પાછા જન્મમરણની સંસ્કૃતિમાં આવજા કરવા માંડી. અને માંકડ મચ્છર જેટલું પણ એમને સામર્થ્ય રહ્યું નહિ.

એકજ નિર્ગુણ બ્રહ્મને સમજાવવા માટે અત્યંત કઠીણ હોવાથી વિવિધરૂપે જણાતી વિશ્વની મહાન સગુણ આકૃતિઓ જે બ્રહ્મનું પ્રથક પ્રથકરૂપ છે તેના વર્ણનવડે સમજાવ્યું છે.

"सर्व देव नमस्कार केशवं प्रति गच्छती"

અગ્નિ એક છે. તેનું યથાર્થ દર્શન થવા માટે એક દ્રષ્ટાંત આપીએ. સાધારણ રીતે સઘળા એમ સમજે છે કે ચૂલામાંનો ભડકો એનું નામ અગ્નિ. એથી વિશેષ વિચાર થતો નથી. અને અગ્નિનું સ્વરૂપ પણ જણાતું નથી. એ અગ્નિને અનુભવગમ્ય કરવા માટે લાંબી લોઢાની એક જાડી પાટી

લઇએ. તેના પાંચ કકડા એક સરખા કરીએ અને હવે કોઇને કહીશું કે જુઓ આ અગ્નિ તો તે માનશે નહિ અને કહેશે કે એ તો લોઢાનો કકડો છે. કારણકે તેમાં જે અગ્નિ છે તે દેખાતો નથી. તે દેખાડવા માટે એ લોઢાના બે કકડાને એક બીજા સાથે ખુબ ઘસ્યા એટલે અંદરથી તણખા નીકળવા માંડયા તે જોઇ ગુરૂ શિષ્યને પૂછે છે કે આ લોઢાના કટકામાં અગ્નિ નથી એમ તું કહેતો હતો ત્યારે આ તણખા કયાંથી નીકળ્યા ? માટે એમાં અગ્નિનું અસ્તિત્વ છે તે ઘર્ષણ થાતાં પ્રત્યક્ષ થયું. જ્યારે પ્રકાશ દીઠો ત્યારે તને અગ્નિનું અનુભવજન્યજ્ઞાન પ્રત્યક્ષ થયું. આ ઉપરથી વિશેષ વિવેચન શિષ્યને સમજાવવા માટે ગુરૂએ કરી લેવું. ગ્રંથ વિસ્તારભયે અમે વધારે લખતા નથી. પહેલા લોઢાના કટકાને પ્રાર્થના કરી તો તે અગ્નિનેજ પહોંચે છે. બીજા કટકાની પ્રાર્થના કરી તો તે પણ અગ્નિનેજ પહોચે છે. ઘસારામાંથી તણખાઓ ઉડે છે તેની પ્રાર્થના તે પણ અગ્નિનીજ છે, માત્ર કોઈ ઠેકાણે પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ એ બે ભેદ છે. અને તે દરેક ઠેકાણે વધતા ઓછા પ્રમાણમાં છે. આપણામાં એનીમલ હીટ એટલે અંતઃસ્થ ઉષ્મા છે. તેને અગ્નિ કહે છે. કેમકે તે અગ્નિ છે. જઠરમાં રહેલું પિત્ત તે પણ વૈશ્વાનરરૂપ અગ્નિ છે. મરી મરચાંમાં રહેલું તત્વ તે પણ અગ્નિ છે. ચુનામાં રહેલું, પૃથ્વીના પડમાં રહેલો તે પણ અગ્નિ છે. સૂર્યમાં પણ અગ્નિ છે. ચૂલામાંનો દેવતા તે પણ અગ્નિ છે. સ્વર્ગમાં બિરાજતી મૂર્તિ તે પણ અગ્નિ છે. વિદ્યુતમાં રહેલી શક્તિ પણ અગ્નિ છે. આ પ્રમાણે અગ્નિની વ્યાપ્તિ સર્વત્ર સર્વમાં છે. તેથી જેની પ્રાર્થના કરશો તે એકજ અગ્નિને પહોંચશે. જ્યાં જ્યાં તેજ છે. ગતિ છે. પ્રકાશ છે. ઉષ્ણતા છે. પદાર્થનું છિન્ન ભિન્ન કરવાપણું છે. ત્યાં ત્યાં અગ્નિ છે. આ જગતના સર્વ પદાર્થોમાં અણુ અણુની ગતિ થાય છે તો તે અગ્નિ વિના થતી નથી. દીવા વિના અંધારે દેખાતું નથી. પ્રકાશ આવે છે એટલે જ્ઞાન આવે છે. જ્ઞાન આવ્યું એટલે બલ બુદ્ધિ પરાક્રમ શાંતિ આનંદ નિડરપણું અને સુખ થાય છે. એને માટે એક દ્રષ્ટાંત આપીએ.

સંધ્યા સમે એક માણસ ઘરના ખુણામાં એક દોરડાનો કકડો પડયો હતો તેને સાપ જાણ્યો. એનું નામ અયથાર્થજ્ઞાન. અથવા માયા એવું કહે છે. મા એટલે નહિ. અને યા ના અર્થ જે એવો થાય છે. એટલે કે જે અને તે જેવું છે તેવું તેનું જ્ઞાન થતું નથી. એનું નામ વિપરિતજ્ઞાન કહેવાય છે. હવે એ વિપરીતજ્ઞાનથી સાપની ભ્રાંતિ ભાસી છે. પેલા માણસે બુમ

પાડી કે ખુણામાં સાપ છે એટલે ત્યાં ઘણા માણસો ભરાયા અને સાપ છે ડરીને બીવા માંડયું કેટલાકે ગભરાઇ થથરવા માંડયું કોઇ માણસો લેવા દોડયા અને સાપનો મંત્ર ભણવા માંડયા વીગેરે શોક ભય ત્રાસ ઇત્યાદિ વિપરિત થવા માંડયું. શાંતિ અને આનંદ નાશી ગયા એટલામાં એક જણ ફાનસ લઇ આવ્યો એટલે અગ્નિનો પ્રકાશ થયો. અવિદ્યારૂપ અંધકાર ક્યાં નાશી ગયો! વિદ્યારૂપી દીવાના પ્રકાશ આગળ અયર્થાથં જ્ઞાન એટલે સર્પનું જ્ઞાન જતું રહ્યું અને દોરડીના કકડારૂપ યથાર્થ જ્ઞાન થયું એટલા માટે જ્યાં આત્મ જ્યોતિ એટલે અગ્નિનો પ્રકાશ છે. ત્યાં નિર્ભયતા શોક રહિતપણું અને વિપરિત જ્ઞાન જતા રહે છે.

જ્યારે યથાર્થ જ્ઞાન થાય છે ત્યારે શાંતિ સુખ આનંદ અને નિવૃત્તિ થાય છે. જ્યારે સર્પને બદલે દોરડી દીવાના પ્રકાશથી જાણી ત્યારે ભય જતો રહ્યો અને આનંદે આનંદે બધા હસવા માંડયા અને એક બીજાની મશ્કરી દોરડાના કકડાથી બીધા તેથી હાસ્ય કરવા લાગ્યા તે પ્રમાણે સૂર્યની ઉપાસના કરો, ગાયત્રિની ઉપાસના કરો, અગ્નિની કે બ્રહ્મની ઉપાસના કરો કે બાવળીયા ઉપરની મેલડી માતાની ઉપાસના કરો તે એક બ્રહ્મને પહોંચે છે. માત્ર ભિન્ન ભિન્ન રૂચીને અનુસરી ભિન્ન ભિન્ન દેવોની પ્રાર્થના છે.

કેટલાએક લોકો જગતને મિથ્યા ખોટું. એમ શુન્યવત માની લે છે. જેવી રીતે કે સસલાનું શિંગડુ અને વાંઝણીનો પુત્ર એ અમને બરોબર લાગતું નથી. જો જગત મિથ્યા છે તો મિથ્યા એ શબ્દો બોલનાર તે પણ મિથ્યા છે. વેદ પણ મિથ્યા છે. અને ગુરૂના વાકય અને બોધ પણ મિથ્યા છે. અને ગુરૂ બોલે છે તે પણ જુઠું. છે. અમારૂં માનવું એવું છે કે સર્વ મિથ્યા નથી. તું મિથ્યા નથી. આ જગતની વિચિત્ર રચના મિથ્યા નથી. દોરડું પણ મિથ્યા નથી. સર્પ પણ મિથ્યા નથી. દોરડું જે ઘરના ખુણામાં પડયું છે તે પણ મિથ્યા નથી તે પ્રમાણે અખિલ બ્રહ્માંડ પણ મિથ્યા નથી. તે છે છે ને છે. દોરડાવતી જેમ રોજ પાણી ભરવામાં આવતું હતું તે પ્રમાણે જે દહાડે તેને શાપ જાણ્યો તે દિવસે પણ તે પાણી ભરવાના કામમાંજ આવ્યું હતું અને જગતમાંથી સાપ પણ મરી ગયો નહોતો તે પણ તેના દરમાં જેવોને તેવો સ્થિત છે. ત્યારે એમાં મિથ્યા શું થયું. એમાં જે ઊંધી સમજ એટલે અવિદ્યા હતી. તે અવિદ્યાનો ભાસ અને તેથી નિપજેલું જ્ઞાન એટલે કે ભય શોક એ મિથ્યા છે એવું અમને લાગે છે. કોઇ જીવન મુક્ત થયો કે કોઇ નરકે ગયો કોઈ સ્વર્ગે ગયો તેથી ડરીને સ્વર્ગ નર્ક કે બ્રહ્મ

મિથ્યા થઇ ગયું નથી. છે તેમના તેમ છે. અને નીત્ય નીયમસર પોતાના કામ બજાવ્યા ચાલ્યા જાય છે. માટે એ વાંઝણીના પુત્ર વત જગત મિથ્યા નથી.

પ્રાણ વગરનું મુડદાનું ખોખું જેવું નિર્વિય છે અને કાંઇ કરી શકતું નથી તેવો જે બ્રાહ્મણ ગાયત્રી મંત્રનો શબ્દ અર્થ સાક્ષાત્કાર અને જપ કરી શકતો નથી તે શાપને આપવો અને તેનો અનુગ્રહ કરવાના સામર્થ્ય ઇત્યાદિને ધરાવતો નથી.

न्यासं तनुत्रं न बनन्ध देहे
जग्राह नोंकारमसि तीक्ष्णम्
विप्रो वशे यन्त्रिपदां न चक्रे
लोके स दृष्ट किम् कस्य कुर्यात् ॥

અર્થાત જેણે ગાયત્રી મંત્રના વર્ણનું કવચ પહેરી જાણ્યું નથી, જેણે પ્રણવરૂપ તિક્ષ્ણ તલવારને ઝાલી જાણી નથી. અને જે બ્રાહ્મણે ત્રિપદા ગાયત્રી વશ કરી નથી તે દૈવી સામર્થ્ય વિનાનો છે. અને દ્વિપાદ પશુવત શૂદ્ર જેવો બ્રાહ્મણ છે.

जपेन येनेह कृतेन पुंसो
ददाति मार्ग सविताऽपि कर्तु
अयं हि सर्वेष्टिकृतां वरिष्ठो
विप्रः पदं यास्यति निर्विकल्पम्॥

ત્રિલોકીમાં ગાયત્રી મંત્રનો જપ કરનારને ભગવાન સવિતા પણ માર્ગ આપે છે. તેવો જપ કરનાર સર્વ યજ્ઞ કરનારામાં શ્રેષ્ઠ છે. કારણકે બ્રહ્મલોક-નુંજ નિર્વિકલ્પપદ (મોક્ષપદ) તેણે સિદ્ધ કર્યું છે.

હવે અમે પંચ મહાયજ્ઞ સંબંધી સહજ વિવેચન કરીએ છીએ.

અખીલ બ્રહ્માંડના સર્વ પદાર્થોમાં બ્રહ્મશક્તિ છે. તેમાંની મુખ્ય મુખ્ય શક્તિઓના ગુણ કર્મ સ્વભાવનું સ્મરણ કરી નામોચ્ચારણ કરી વાચ્ય વાચક સંબંધ પોતાના શરીરમાં જોડવો અને ન્યાસ કરવા બ્રહ્મવિદ્યા વડે અને ગુરૂ દ્વારાએ બોધ થવાથી વિદ્યા પ્રાપ્ત થાય છે. એ બ્રહ્મવિદ્યા બ્રહ્માથી માંડી એક વંશપરંપરા આચાર્યોએ પ્રબોધી છે. તે સર્વ ગુરૂઓના નામ સ્મરણ કરવા. અને સ્વાધ્યાય એટલે ચાર વેદ છ શાસ્ત્ર અને ચાર ઉપવેદમાંથી કાંઇ કાંઇ ભણવું. તેનું નામ બ્રહ્મયજ્ઞ છે. એટલે વેદ વિદ્યાભ્યાસ કરવો.

જે સ્વાધ્યાય કરતો નથી તેને વિદ્યા પ્રાપ્ત થતી નથી માટે અવશ્ય બ્રહ્મયજ્ઞ કરવો.

સંધ્યાના આઠ અંગોનું વિવેચન આપણે પૂર્ણ કરી ગાયત્રિ ઉપસ્થાન નામના નવમાં અંગનું વિવેચન હવે કરીએ છીએ.

જે પુરૂષ ગાયત્રિ મંત્રનું ઉપસ્થાન કરનાર છે તે તેના એટલે ગાયત્રિના ધ્યાન અને જ્ઞાનપૂર્વક ચિત્તમાં ચિંતન કરી તેની સાથે વાત કરતો હોય એવું સૂર્ય બિંબમાં રહેલું તે દેવીનું દિવ્ય તેજનું ધ્યાન કરે છે. તેના સર્વ પાપો દહન થઇ ધોબીને ઘેર ધોઇ આવેલા નિર્મળ વસ્ત્ર સમાન મલ રહિત થાય છે. અગ્નિમાં નાંખેલો જે કોઇ પદાર્થ હોય તેને ભસ્મિભુત કરનાર જેવો અગ્નિ છે. તેના સરખું સર્વ પાપ દહન કરનાર ગાયત્રિ મંત્રનું તેજોમય શરીર છે. અને તે સૂર્યમંડલની અંદર સૂર્યના કારણ શરીર સરખું છે. સૂર્ય નારાયણનું બાહ્ય સ્થુલરૂપ છે. અને તે દેવતાનું સૂક્ષ્મરૂપ તે મંડલમાંથી આવાહન દ્વારા નીચે આણી આપણે વાણીમાં ભુતોમાં પૃથ્વીમાં શરીરમાં હૃદયમાં અને પ્રાણમાં એમ છ કુક્ષિમાં અથવા કુખમાં લાવી આઠમાં જપ યજ્ઞ નામના અંગવડે તેનું આંતર યજન કરવાનું હોય છે.

ગાયત્રિનું સૂર્યમંડલમાં રહેલું સ્વરૂપ શૂન્યવત નથી. પણ એ તેજોમયી શરીર જે પ્રમાણે સર્વ પ્રાણીઓમાં સ્થુલ સૂક્ષ્મ કારણ એવાં ત્રણ શરીર છે અને તે મહાકારણ સાથે જોડાયલાં છે. તેવું સાવિત્રી એટલે ગાયત્રીનું શરીર છે. અને એ મહાકારણ શરીર બ્રહ્મ સ્વરૂપમાં લય પામેલું છે. આ સગુણ બ્રહ્મરૂપી તેજોમય શરીર બ્રહ્મ શક્તિજ છે અને બ્રહ્મભાવને પહોંચાડનારી છે. તેથી કરીને ઉપાસકમાં

અધ્યાત્મ પ્રકાશ.

શાપદેવાનું બલ (અભિચારિક સંપત્તિ)

અનુગ્રહ કરવાનું બલ. (આભ્યુદયિક સંપત્તિ)

અને પરોરજાપદનો સાક્ષાત્કાર થાય છે.

એટલે રજોગુણથી રહિત બ્રહ્મવિદ્યાનો સાક્ષાત્કાર થાય છે.

"ગાયતંમ ત્રાયતે૦"

એટલે કે આ વૈદિક છંદોબધ્ધ શબ્દરૂપ શરીર જે ગાયત્રિ છંદોબદ્ધ છે. તેનું જે ગાન કરે છે. તેનું રક્ષણ ગાયત્રિ કરી નિર્ભયપદને પહોંચાડે છે. અને ઉપાસકના સર્વ પાપો ભસ્મ થઇ શુદ્ધ પવિત્ર અને અજર અમર થાય છે.

કૃષ્ણાર્પણ.

આ સંધ્યારૂપ કર્મનું અર્પણ પરમસત્ય બ્રહ્મ રૂપમાં હો. આ પ્રમાણે ગાયત્રિના દશ અંગ છે.

જગતમાં ઘણા લોકો મંત્ર શકિતને અજવાળાંની ગપ જેવી અથવા સામળભટના છપ્પા જેવી જાણે છે. પરંતુ જેણે મંત્ર જપ યથા વિધિ કર્યો છે. અને પુણ્યવાન અધિકારી છે. તેનામાં મંત્ર શકિત ઉતરી આવે છે. અમે કોઈ ઠેકાણે પશુપતાકા અસ્ત્ર અને બ્રહ્માસ્ત્ર સંબંધી લખ્યું છે. તે બાબદ એક નાસ્તિક સુધારકે અમારી ઠેકડી કરી કે બ્રહ્માસ્ત્ર અને પશુપતાકાસ્ત્રની કિંમત શું છે તે લખી મોકલજો. વીગેરે વીગેરે. આવા માણસને જવાબ લખવો અમે દુરસ્ત ધાર્યો નહિ. અને થોડા દિવસ મુગા રહ્યા ત્યાર પછી અમને પ્રેરણા થઇ કે બીચારા ભોળા આસ્તિક લોકો આ નાસ્તિકના આવા વિચાર જાણીને ભગી જશે, તેના નિવારણાર્થે અમારે જનસમુદાય (Masses) ને ઉત્તર આપવો જોઇએ. નહિ તો તેનામાં નાસ્તિકનો સંસર્ગ દોષ લાગશે.

એમ જાણી નીચેની મતલબનો જવાબ જાહેર કરીએ છીએ.

આ કાળને કળિકાલ કહે છે. કળિકાલ એટલે દુઃખદારિદ્રય પરતંત્રતા અવળી સમજ અને કજીયા કંકાસ અને પ્રપંચનો સમય હોય તેનું નામ છે. દ્રષ્ટાંત તરીકે મધ માંસ દારૂ. ચાહ કોફી એણે હવિષ્ય અને ગંગાજલના સ્વરૂપ લીધાં છે. વેપારે સટ્ટાનું સ્વરૂપ ધારણ કર્યું છે. પરચકે સુવર્ણ દ્રવ્યનું હરણ કર્યું છે. અને ધર્મે અસત્યનું સ્વરૂપ ધારણ કર્યું છે. લગ્નોએ ઘરમાં ખેંચાચની, વેષ્યા અને રંધવારીનું સ્વરૂપ ધારણ કર્યું છે. એવા સમયમાં પ્રાતઃસ્નાનને બદલે બેચાર અઠવાડીએ એકાદ પાટ સાબુ ચોળી નહાવાનો મહાવરો રાખ્યો છે. ઇત્યાદિ ઇત્યાદિ સુધારામાં મંત્ર શકિત વિષે આવા ઉદ્ગાર ઉઠે તે કાંઇ નવાઇ જેવું નથી, હે સુધારક તને તો અમે જવાબ આપતા નથી. પણ જનસમુદાયને જાહેર કરીએ છીએ કે મંત્ર એ શબ્દ મન ઉપ-રથી નીકળ્યો છે. મનમાં જેવું ચિંતન જપ અને ધ્યાન ધારણા કરી વારંવાર સામાન્ય ચિદ્રુપમાં સમાવવું તેને મંત્ર કહે છે.

આ મંત્ર એ સાંકેતિક શબ્દ છે. બીજા વાકયોના જેવું આ વાકય નથી. એ મંત્ર શકિત પ્રાણના આંદોલન વડે પરમાણુઓની હીલચાલ કરી જે હ્રદયમાંથી તેને મોકલ્યો તે જેનું સ્મરણ કર્યું તેના હ્રદયમાં પરમાણુરૂપે આંદોલન થઇ પ્રવેશ કરે છે. અને તે ધાર્યું કર્મ કરે છે. ઉપર ચોટીયા માણસને અને પૈસાવાળાને એ શકિત પ્રાપ્ત થતી નથી. બ્રહ્માસ્ત્ર અને પશુપતાકાસ્ત્ર વેચનાર બ્રહ્મા અને સદાશિવ પૈસાના લોભી નથી. તેમ તેમણે તે વેચવા દુકાનો પણ માંડી નથી માટે જે પૈસા ખરચવાની તમે આતુરતા

જતાવી તે વ્યર્થ છે. તમારા જેવા નાસ્તિકની પાસે જે કાંઇ દ્રવ્ય જોઇએ તેની એક કોડી પણ તમો પાસે નથી એનું મુખ્ય દ્રવ્ય તો એ છે કે બ્રહ્મચર્ય, ઉત્તમ કુળમાં, જન્મ અસલથી નિર્લેપ શુદ્ધ આચારવાન પૂર્ણ ભક્તિ જ્ઞાન વૈરાગ્ય આદિ સંપતિએ સિદ્ધ યોગી અને ઇશ્વરમાં સંપૂર્ણભાવવાળો લોકહિતના તથા ધર્મના ઉદ્દેશવાળો હોય તેને મંત્ર લેવાનો અધિકાર છે અને તે ગુરદ્વારાએ યથાવિધિ પ્રાપ્ત કર્યા પછી ઇષ્ટને વશ કરી પ્રસન્ન કરેલ અધિકારી હોવો જોઇએ. શુદ્ધ આહાર વિહાર કરનારો જોઇએ. તો ઇશ્વર પ્રસન્ન થઇ પોતાની શક્તિ તેનામાં આર્વિભાવ કરે છે. અને તેના ચિંતનથી જે અર્થે પ્રયોગ કર્યો હોય તે સફળ થાય છે. અને શક્તિ તો પછી તેની તેજ રહે છે. સ્ફોટક એંજની પેઠે ફૂટ થઇને શક્તિ જતી રહેતી નથી આવું અખિલ બ્રહ્માંડનું વિનાશ કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થવું તે ઇશ્વરની બરાબરનો પુરૂષ મનુષ્ય છે અને તેવાનેજ તે શક્તિ પ્રાપ્ત થાય છે. તમારા જેવા નાસ્તિકને એ વસ્તુનું ભાન પણ હોતું નથી.

હવે અમે પિતૃયજ્ઞ વિષે કાંઇક લખીએ છીએ.

## પિતૃયજ્ઞ.

પિતૃયજ્ઞમાં પિતરોએ જે કાંઇ ઉપકાર કરેલો છે અને લોકકલ્યાણ અર્થે ઝટયા છે. તેઓ મરણ પછી પણ લોકકલ્યાણ કરતા રહે છે. તેનો ઉપકાર વર્ષમાં એક બે દિવસ માનવો અને તેમને અર્થે પીંડદાન-જલદાન-ભોજન વસ્ત્ર વીગેરે અત્રે જે જીવતા પિતરો (એટલે પેટનો છે) તેમને આપી તૃપ્ત કરી તેમનો આશિર્વાદ લેવો.

છોકરા ઉછેરવા પાછળ તથા તેમને વિદ્યાભ્યાસ કરાવી ઠેકાણે પાડવા અને પરણાવવા તથા સંભાળ લેવા પાછળ કહ્યા વિના અને અપમાન સહીને લાત ખાઇને પયપાન કરાવી, મળમુત્ર ઉઠાવી વારસો આપી જાય એવો જગતમાં કોઇ પણ માતાપિતા સીવાય સંભાળ લે તેવો માણસજ નથી. તેઓના શાપથી અને ક્રોધથી નિર્વંશ જાય છે. મરણ પછી પણ તે સંભાળ લે છે. કારણ કે છોકરાની સંભાળ રાખવી એજ તેમની વાસના ઘણાને અનુભવમાં આવેલી છે. માટે તેનો ૠણી પુત્ર છે અને તેનું ૠણ એક જન્મથી ફેડી શકાય તેવું નથી. માટે શ્રાદ્ધાદિક કરવાં અને જીવતાં હોય તો બાકપણે તેમની સેવા કરવી તેમના સ્મરણાર્થે વિદ્વાનને આશ્રય આપવો સગાંને એકત્ર કરવા ઐક્યથી સ્વર્ગસ્થ પિતરો રાજી થાય છે. અને કુટુંબ કલેશથી કલેશ પામી કુપીત થાય છે. યજ્ઞ, દાન, જપ, શ્રાદ્ધથી પીતરો

તુમ અને આનંદી રહી સંતતિ, આરોગ્ય બલ, ધન, સો વર્ષનું આયુરધ, અભય, રક્ષણ વીગેરે આપે છે. જે કર્મ જીવતાં કરે છે તે કર્મ મુઆ પછી પણ તેઓ કરે છે શરીર અને સ્થળ બદલાવાથી મન અને વાસના બદલાતી નથી. જે માતા પિતા હોય છે તે મરણ પછી પણ પુત્ર ઉપર માતૃપિતૃ ભાવ અને પ્રીતિ છોડતાં નથી.

આ સંબંધી વધુ વિવેચન યજુર્વેદ અધ્યાય ૧૯ મંત્ર–૩૭–૩૮ જુઓ.

મનુસ્મૃતિના ૩જા અધ્યાયમાં કહ્યું છે કે જપ તથા ભણાવવું તેને બ્રહ્મયજ્ઞ કહે છે. મરણ પામેલા પિતરોને ઉદ્દેશીને અન્નાદિ તથા તર્પણ શ્રાદ્ધ આદિ ક્રિયા કરવામાં આવે છે તેને પિતૃયજ્ઞ કહે છે. અગ્નિમાં હોમ તથા દેવતાનું પૂજન કરવું તેને દેવયજ્ઞ કહે છે. બલિદાન કરવું તેને ભૂતયજ્ઞ કહે છે. અને અતિથી અભ્યાગતનું તથા વિદ્વાનોનું પૂજન સત્કાર કરવામાં આવે છે. તેને નૃયજ્ઞ કહે છે.

ગાય કુતરા કાગડા ઇત્યાદિ ગ્રામ્ય પશુઓને જે કાંઇ ખવડાવવું ઔષધોપચાર કરવા. પાંજરાપોળ બાંધવી વીગેરે ભૂતયજ્ઞમાં આવી જાય છે.

જે પીતરો અહીં જીવતા છે. જે આ લોકમાં નહિ પરંતુ સ્વર્ગમાં છે. અથવા જે પીતરોને ઓળખે છે. અને જેને સ્મરણ ન હોવાથી નથી જાણતા તે હે અગ્ને તે પિતરોને તમેજ જાણો છો. પિતરો અમદ્વારા કેઇ યજ્ઞને સેવન કરો અર્થાત્ હવિ ગ્રહણ કરીને સર્વ રીતે સફળ કરો.

પૂર્વ કર્મના સંસ્કારને અનુસરી પ્રકૃતિના સત્વ રજ અને તમગુણાનુસાર મનની ઇચ્છા ઉદ્ભવે છે અને ફરી કર્મ થાય છે. અને જ્યાં સુધી દેહ છે. ત્યાં સુધી દેહના કર્મ રહેવાનાંજ એટલે કે ક્ષુધા તૃષા, મળ મૂત્રના ત્યાગ, નિદ્રા, રહેવાને ઘર, ટાઢ તડકો વૃષ્ટિથી બચાવ રોગ નિવારણ વિગેરે કરવાંજ પડે છે. જ્યાં સુધી સૂક્ષ્મ શરીર છે ત્યાં સુધી સૂક્ષ્મ શરીરના ધર્મ રહેવા-નાંજ એટલેકે સત્તર તત્વોનું લિંગ શરીર છે. તે ૧૭ તત્વો પોત પોતાના ધર્મ બજાવવાનાંજ જ્યાં સુધી કારણ શરીર છે ત્યાં સુધી જન્મ મરણ થયા કરવાંનાંજ જ્યાં સુધી મહા કારણ શરીર છે. ત્યાં સુધી ભૂતાત્મક દેહ રહેવા-નીજ અને તેના ધર્મ પણ રહેશેજ. જ્યારે મહાકારણનો નિર્ગુણમાં લય થશે. ત્યારેજ પોતે સ્વસ્વરૂપ સ્થિતિમાં સર્વ શક્તિમાન મુક્ત સ્વરૂપ થશે. એમ અનુભવીઓને જણાય છે. પછી તે મહાજ્ઞાની સન્યાસી, યોગી કે મહાપાપી હોય તો પણ તેને તે છૂટવાનાં નથી.

હાલના સુધારાવાળા ઇશ્વરની બેદરકારી રાખે છે. માત્ર પોતાને એશ આરામમાંજ રહેવા સીવાય બીજો વિચાર કરતા નથી. મોટર રેલ્વે વિજળીના દિવા, ફોનોગ્રાફ નવા નવાં શસ્ત્રો અને સ્ફોટક દ્રવ્યો અને યાંત્રિક શોધોની પાછળ મંડયા રહે છે અને કરોડો રૂપીઆ ભેગા કરે છે. પણ મરણ સમયે તો બધું અહીંને અહિં પડયું રહે છે. સાથે કાંઇ પણ લઇ જવાતું નથી.

કહ્યું છે કે धनानि भूमौ पशवश्च गोष्ठे मार्या गृहद्वारी जनःस्मसाने:
देहचितायां परलोक मार्गे कर्मानुयोगच्छतिजीवएकः

પૈસાટકા પૃથ્વિ ઉપરજ પડયા રહેશે ગાય—ગાડી, ઘોડા, ગોઠ (તબેલો) માંજ રહેશે. પોતાની પરણેત્રી સ્ત્રી ઘરના દરવાજા સુધી રહેશે. મિત્ર અને સગાં સ્મસાન સુધી રહેશે. દેહ ચિતામાં રાખ થતા સુધી રહેશે. ત્યાર પછી જીવનું શું થશે તે કોઇ સુધારાવાળા કહેશે કે ? અથવા સુધારાવાળાને તેનો કાંઇ પણ જીવતા વિચાર છે કે ? શાસ્ત્રો કહે છે કે કર્માનુસારે ઇશ્વર પાછો જન્મ આપી કર્મ ફળની વ્યવસ્થા કરે છે.

એક માણસ ઇશ્વરની સ્તુતિ કરે છે. બીજો બેદરકાર છે તો એ બંનેની એક સરખીજ ગતિ થવાની કે ? અને જન્મ આયુ ભોગ એક સરખાંજ થવાનાં કે ? એનો કોઇ જવાબ આપશે ? શાસ્ત્રો વાંચવાથી સમજાય છે કે ઇશ્વરોપાસનાથી ઇશ્વરના ગુણ કર્મ સ્વભાવ પોતાનામાં આવી દીનદીન પ્રત્યે ઉત્તમોઉત્તમ સ્થિતિ પ્રાપ્ત થાય છે. અને એથી અવળું એ કે ઇશ્વરને નહિ માનનાર બેદરકારીને દીનપર દીન અધોગતિ થઇ દુર્ગુણ પ્રાપ્ત થાય છે. તેઓ મદ્ય માંસ હિંસા ચોરી જારી, સટ્ટા—પ્રપંચ ઇત્યાદિ પાપ કર્મથી દુઃખ દારિદ્રમાં સડવાંનાં એમ સમજાય છે, તેથી સંધ્યા પૂજા શ્રાદ્ધ વગેરેની અવસ્ય જરૂર છે. તેમજ મૃતકને સહાય કરવા માટે પટ પીંડ વીગેરેની અવસ્ય જરૂર છે.

પટ પીંડની ક્રિયા, સુક્ષ્મ પંચક શાંતિ, કોડીયાં અને પિતૃ પક્ષ (કન્યાગત) નો સંકલ્પ આદિ હસ્ત—ક્રિયા સહિત કર્મના લોપ થવાના કારણો અને સમયપર કરમેષ્ઠિ બ્રાહ્મણના અભાવથી સમસ્ત જનસમાજને માટે એક પટ પિંડ વિધીનું લઘુ પુસ્તક દા. કાશીનાથ કૃપારામ યાજ્ઞિક નં. ૫૭ ઉંચે કી મંડી પ્રયાગ એમના તરફથી પ્રકટ થયું છે તે જોઇ લેવું. વિશેષ માહિતી વધાદ શાસ્ત્રોમાંથી મળશે.

અત્રે ટુંકમાં જણાવીએ છીએ.

પુરૂષ અથવા સ્ત્રી પંચકમાં મર્યા હોય તો પંચક વિધાન કરી પછી દાહ કરવો. સાથે નીચેની વસ્તુ લઇ જવી.

ઝારી એક. તરભાણું, લોટ જવનો ૧ાા શેર, (જવ ન મળી શકે તો ચોખાનો) દાભ, તલ શેર-૧ જવ શેર-૧ અડદના દાણા શેર-૧ ઘી શેર-૧ ચંદનનો કટકો, મધ, બે હલ્દી, કોલસા, વર્ષાઋતુમાં રાળ, સૌભાગ્યવતી સ્ત્રી હોય તો નાડાછડી

પહેલાં છ પીંડ કરવા. તે ઉપરાંત એકાદશાનો એક અને સર્વથી પાછળ ૩ પીંડ કરવા. એ રીતે દશ પીંડ થાય છે.

કેવળ વેદ વિધિથી મૃતકનો સંસ્કાર જેને કરવો હોય તેણે સ્વામી શ્રી દયાનંદ સરસ્વતિનો સંસ્કાર વિધિ જોઇ લેવો.

ગોત્ર પ્રેત એ શબ્દ જ્યાં જ્યાં આવે ત્યાં ગોત્રનું નામ અને મૃતકનું નામ લેવું જરૂરી છે.

કર્મ કરતાં, વપન કરાવી, નખ, બગલ, આદી ઉતારી શિખા બાંધી આચમન પ્રણાયામ કરવા અને દર્ભની પવિત્રિઓ ધરી માર્જન કરવું.

ॐ विष्णु ॐ विष्णु ॐ विष्णु.

हरिः अपवित्र पवित्रो वा सर्वावस्थांगतो पिवा यस्मरेत्पुण्डरिंकाक्ष सबाह्याभ्यन्तर शुचि.

इदं विष्णु विचक्रमे त्रेधानिदधे पदं समूढमस्य पां सूरे કહી હાથ જોડવા.

તે પછી નીચેનો મંત્ર ભણવો.

सप्त व्याधवा दशार्णेषु मृगाः कालिंजरे गीरौ चक्रवाका शरद्द्विपे हंसा सरसि मानसे तेपिजाता कुरुक्षेत्रे ब्राह्मणाः वेद पारगाः प्रस्थितादीर्घ मध्वानं यूयं तें भ्यो वसिदथ । देवताभ्यः पितृभ्यश्च महायोगीभ्य एवच नमः स्वाहायै स्वधायै नित्यमेव नमो नमः

આ પ્રમાણે બોલવું સર્વથી પાછળો મંત્ર ત્રણ વખત બોલવો. અંતમાં नमो नमः નેબદલે भवंतु કહેવું.

श्राद्ध भूमी गयां ध्यात्वा ध्यात्वा देव गदाधर ताभ्यां चैव नमस्कारं ततः श्राध्दं प्रवर्तते.

गयायां पितृरूपेण स्वयमेव जनार्दनः पुन्डरीकाक्षं मुच्यते च
ृण त्रयात् तंध्यात्वा.

દર્ભના પવિત્રાથી ગંગાજલના છાંટા શ્રાદ્ધની સામગ્રી ઉપર નાંખવા.
ાને સર્વ સામગ્રીને શુદ્ધ કરવી.

પછીથી मधुव्वाताऽ ऋतायते मधुक्षरंति सिंधवः माध्वीर्न्नः
ास्त्वोषधिः मधुनक्त मुतोषशो मधु न त्पार्थीवं रजः मधु द्यौर
तुनः पिता मधु मान्नोव्वनस्पति मधुमाऽअस्तु सूर्यः माध्वी र्गावो
र्भवंतुन मधु.

આ મંત્ર ભણી પીંડ ઉપર તલ તથા અક્ષત ચઢાવવા. વેદોચ્ચારપૂર્વક
ર્ભની સળીથી ભુમી ઉપર પાંચ રેખા કરવી. અને ત્યાં પિતૃઓને બેસવાનું
ત્પ્રીત કરવું. અને એ આંકેલી રેખા ઉપર દર્ભ તથા જગા મૂકવા અપસવ્ય
રીને દક્ષિણાભીમુખ બેસી હાથમાં તલ જવ, દર્ભ લઇ પ્રેતના હાથમાં નીચે
માણે બોલતા જઇ પીંડ મુકવા. અને એક એક પીંડ મુકી હાથમાં જળ
ૂકી પાછા તે લઇ લેવા. અને બીજા મુકવા એ પ્રમાણે ક્રમ ચાલુ રાખવો.

गोत्रप्रेत उत्क्रान्ति निमित्तं अवने जनंते
गोत्रप्रेत द्वार देश निमित्तं अवने जनंते
गोत्रप्रेत चतुष्पथ निमित्तं अवने जनंते
गोत्रप्रेत विश्राम निमित्तं अवने जनंते
गोत्रप्रेत चितास्थान निमित्तं अवने जनंते
गोत्रप्रेत उत्क्रान्ति निमित्तं पिंडते उपतिष्ठतु
गोत्रप्रेत द्वारदेश निमित्तं पिंडते उपतिष्ठतु
गोत्रप्रेत चतुष्पथ निमित्तं पिंडते उपतिष्ठतु
गोत्रप्रेत विश्राम निमित्तं पिंडते उपतिष्ठतु
गोत्रप्रेत चितास्थान निमित्तं पिंडते उपतिष्ठतु
शेषान्नं अग्रे निधाय.

થોડો થોડો શેષ સર્વની આગળ મુકવો.

गोत्रप्रेत उत्क्रान्ति निमित्तं पिंडोपरिप्रत्यवने जनंते उपतिष्ठतां
गोत्रप्रेत द्वार देश निमित्तं पिंडोपरिप्रत्यवने जनंते उपतिष्ठतां
गोत्रप्रेत चतुष्पथ निमित्तं पिंडोपरिप्रत्यवने जनंते उपतिष्ठतां

४ गोत्रप्रेत विश्राम निमित्तं पिंडोपरिप्रत्यवने जनंते उपतिष्ठतां
५ गोत्रप्रेत चितास्थान निमित्तं पिंडोपरिप्रत्यवने जनंते उपतिष्ठतां

પાંચે પીંડ આગળ તલ જવ નાંખવા. દાભ-તીલ અને જળ પણ અલગ અલગ નાંખવા.

હવે પ્રેતને ક્ષુધા તૃષાની નિવૃત્તિ અર્થે નીચે પ્રમાણે બોલી પીંડ આપવા.

१ दास्य मानानि पंच आमान्नानि सोपस्कर सहितानी गोत्रप्रेत परलोके महाक्षुधा निवृत्यर्थेते उपतिष्ठतु.

२ दास्य मानानि पंचकुंभानि माषान्न सहितानि गोत्रप्रेत परलोके महातृषा निवारणार्थं उपतिष्ठतु.

भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रंपश्येमा क्ष भिर्यजत्राः स्थिरै रंगै स्तुष्टुवाꣳस स्तनुभिर्व्यशे महिदेवहितं यदायुः पिंडचालनं.

આ મંત્ર બોલી પાંચે પીંડ ઉપર તલ નાખી પછી તેનું વિસર્જન કરવું. પીંડ ઉપર તલ નાંખી પછી તેને હલાવી જળમાં નાંખી દેવા.

હવે દેહને બાળવા માટે ચિતાની તૈયારી કરવા ततो चितां दक्षिणत्तिरां कृत्वा चितोपरि दक्षिण शिर संशवं उत्तानं संस्थाप्य.

ચિતાને દક્ષિણ તથા ઉત્તર દીશા તરફ કરવી, અને સબનું માથું દક્ષિણમાં રહે તેમ કરવું.

गोत्रप्रेत शवहस्त निमित्तं अवने जनंते.

આ પ્રમાણે બોલી છઠો પીંડ જે બાકી રહ્યો છે તે

गोत्रप्रेत शवहस्त निमित्तं पिंडते उपतिष्ठतु
गोत्रप्रेत शवहस्त निमित्तं पिंडोपरिप्रत्यवने जनंते उपतिष्ठतु.
शेषान्ने अग्रे निधाय.

એમ કહી મડદાના હાથમાં મુકવો, તલ જવ મુકવા. દર્ભ સાથે થોડો શેષ આમળ મુકવો.

दास्यमानं अ मान्नं सोपस्कर सहितं परलोके महाक्षुधा निवारणार्थं ते उपतिष्ठतु.

दास्यमानं कुंभमेकं माषान्न सहितं गोत्रप्रेत परलोके महातृषा निवारणार्थं ते उपतिष्ठतुः

આ પ્રમાણે કહી હાથમાં પીંડ મુકવો અને તલ જવ તથા દર્ભ તે પીંડ ઉપર મુકવા. મડદાના ડાબા હાથની નીચે પૃથ્વી ઉપર અગ્નિનું સ્થાપન કરવું.

## ततो अग्नि स्थापनं

**संमृज्य ३ उपलिप्य ३ उल्लिख्य ४ उध्धृत्य ४.**

ત્રણવાર ભણીને દર્ભથી ભોંયને ત્રણ વખત લીંપવી.

**अभ्युक्ष्य ४. क्रव्यादाग्नि मुपसमाधाय**

**शवस्य सर्वस्थानेषु घृतं विलेपयित्वा**

**ततो चितायां प्रदक्षिणां जल धारां कृत्वा.**

આ પ્રમાણે ચાર વખત ભણીને દર્ભથી ચાર લીટી ખેંચવી. અને તે લીટીમાંથી અંગુઠાને અનામિકાવડે માટી કાઢી નાંખવી પછી તે લીટી ઉપર જલ છાંટવું. અને પછી અગ્નિપુળા ઉપર મુકવો.

મડદાના નાક કાન, આંખ, મુખ, નાભી અને ૨૦ નખમાં ઘી લમાડવું અપસવ્ય કરીને અવળી જલનીધારા ચિતાની ચારે તરફ કરવી. મુડદાની ડાબી બાજુથી આરંભ કરવો પોતાના શરીરને છાંટો ન લાગે તે સંભાળવું.

દેશકાળ અને પરિસ્થિતિને અનુસરી મડદાનો નિકાસ કરવાની પદ્ધતિ છે. જે દેશમાં લાકડા સસ્તાં મળે છે ત્યાં દેહને અગ્નિમાં બાળવાનો રિવાજ છે. આ બાળવાની ક્રિયા યજુ વેદના ૩૯ માં અધ્યાયમાં જે હોમ લખેલો છે તે હોમ અને આહુતિઓ મૃતકના સગાવહાલાંઓએ આપવાની છે.

વર મરવા પડે ત્યારે નામણુ દીવો લઇ જીઆત્તરની મા લાકડોવર ઘોડે ચઢ્યો એ ગીત ગાતી નથી. અને જ્યારે ઘોડે ચઢી પરણવા જાય ત્યારે હાય હાય કરી કુટતી નથી. કે છેડો વાળતી નથી પણ અમારા ધર્મના કર્મકાંડ કરાવનાર ગમે તે કાળે ગમે તે કર્મ કરે છે. જે દહનક્રીયા વખતે ચિતામાં આહુતિઓ આપવાની છે. તે દશાના દિવસ અથવા અગીઆરમાને દિવસે હોમની આહુતિ અપાય છે એ હાસ્યાસ્પદ છે.

જ્યાં લાકડાં નથી અને ભુમિ પુષ્કળ છે ત્યાં મુડદા દાટવામાં આવે છે. જ્યાં જમીનની તંગાસ અને લાકડાં મોઘાં મળે છે. ત્યાં કુવામાં નાંખી ગીધ પાસે ખવડાવે છે. અને જ્યાં વાઘ ખાઇ જતો હોય ત્યાં જંગલમાં હાડકાં રઝડે છે અને જ્યાં લડાઇની મારામારી થતી હોય ત્યાં શબ ભુમિઓ ઉપર પડી ગંધાયા કરે છે. જો શત્રુનો ભય ન હોય તો લડાઇમાં મુડદાં દટાય છે. પણ સર્વોત્તમ પ્રકારતો દહન કરવાનોજ છે.

દેહના ત્રણ પરિણામ છે. રક્ષા મીટ્ટી અને કીટ તથા પક્ષીઓની આધાર. એ પરિણામ છે. અંત્યેષ્ટિકર્મ એ જેના ૧૫ વૈદિક સંસ્કાર થયા નથી તેને

પણ ઉર્ધ્વગતિ અપાવવા માટે આ છેલ્લો મહાનયજ્ઞ છે. કે જે યજ્ઞ કર્મમાં
દેહની આહુતિ પરમેશ્વર પ્રિત્યર્થે અપાય છે.

જેને કોઇ ક્રિયા કરનાર નથી. તે સમુદ્રમાં તરણુને જેમ ભરતી ખેંચી
જાય તેમ તે સ્થળે તે બહાને ચડે છે અને જેની મરણુંન્તર ક્રિયાઓ થાય
છે તે તે હોડીમાં બેસી ધારેલે બંદરે પહોંચે તેવો છે પુણ્યદાનવડે પ્રેતત્વ નિવૃત્ત
થાય છે. દાહ કરવાનો અધિકાર જ્યેષ્ઠ પુત્રને છે. અને જો તે ક્રિયા કર-
વાની ન પડે અથવા નાસ્તિક હોય તો તેને પિતાના વારસાનો અધિકાર
નથી. પણ પિતાનું કરેલું દેવું તો આપવુંજ પડે છે. પરમેશ્વરના કાયદામાં
બેંકરપ્ટ અથવા લીક્વીડેશનમાં લઇ જવાનો કાયદો નથી. જે પિતા પુત્રને
વારસો આપતો નથી તે પેતત્વને પામે છે અને જે પુત્ર પિતાની ક્રિયા
કરતો નથી તે મરણું પછી પ્રેતત્વને ભોગવે છે. પ્રેત એ વાયુસ્વરૂપ લીંગ
શરીર છે. તે અવિધાત્મક હોવાથી અંધારૂ અવિદ્યા જડતા ક્લેશ ભુખ તરસ
આદિ ભોગવી દુઃખની નીંસો પાડયા કરે છે. જ્યાં ક્રિયા થતી હોય જ્યાં તેજ
(અજવાળું) હોય, જ્યાં દાન પુણ્ય કે સત્ય પુરૂષ હોય ત્યાં તેથી કરીને તે
પ્રેતત્વથી મુક્ત થાય છે અને પંચાગ્નિ વિદ્યામાં કહ્યા પ્રમાણે પાછો અવતાર
ધારણ કરે છે. જેમ એક ઘડો ભાગી જાય તો તે મીટ્ટીના પરમાણુઓનું રૂપ
ધારણ કરે છે અને એ પરમાણુઓનો પાછો નવો ઘડો બનાવે છે. આ
ઉપરથી સ્પષ્ટ સમજાશે કે અત્યંતભાવ જગતમાં કશાનો પણ નથી. એને
માટે અમારી તરફેણમાં રસાયન શાસ્ત્ર, ધર્મ શાસ્ત્ર, ઉપનિષદો, વેદ, વ્યાકરણ
શાસ્ત્ર ઇત્યાદિ અનેક આમારા પ્રમાણ છે. અમે કાંઇ ગજવામાંથી ગપ કાઢીને
લખતા નથી. જે પુર્નજન્મ માનતા નથી તેઓ ખાંડખાય છે એમ ઘણાનું
કહેવું છે અને તેનું બોલવું પ્રમાણ રહિત છે. જો પુર્ન જન્મ નથી તો
અન્ય ધર્મીઓ ક્રિયા શાની કરે છે. જેની ક્રિયા તે કરે છે તે ક્રિયાનો ફળ
ભોક્તા કોઇ દેહથી જુદો અવતરેલો છે. એમ સિદ્ધ થાય છે.

હવે આપણા મુળ વિષય ઉપર આવીએ છીએ.

સળગતા પળાને શબ પાસે લઇ જઇ (પુરૂષને મુખ ઉપર અને સ્ત્રી હોય
તો પગ પાસે) અગ્નિ મુકવો અને રૂદન કરવું.

મરનારને જ્યારે મરણ સમયે છેલ્લો આંચકો આવે છે તે વખત
આંખ અથવા મુખ ઉઘડીને પાછા બંધ થઈ જાય છે કે ઉઘડી જાય છે
તે સમયે પ્રાણ ગયો એમ કહી પ્રાણપોક મુકવામાં આવે છે. હવે એ પ્રાણ
ક્યાં જાય છે એ વિષે વિચાર ચલાવીએ અને પ્રાણના મનની સ્થિતિ કેવી
થાય તે પણ વિચારીએ.

એક હાથમાં ગરરરર ફરતી ગલોલમાંનો પથરો ગલોલમાંથી છુટયો એટલે તરતજ તે આકાશમાં જાય છે. કદાચ ભીંત સાથે અફળાય તોપણ તેનો પ્રત્યાવેગ જે ગલોલ હાથમાંથી છુટી થઇ ગઇ છે તેમાં પાછો ભરાઇ શકતો નથી તે પ્રમાણે ગલોલની દોરી સમાન આ દેહ છે, તેમાંથી પ્રાણવાયુ છટકી ગયો તે પાછો શરીરની અંદર પ્રવેશી શકતો નથી. તેમજ પ્રત્યાવેગને અટકાવી શકતો પણ નથી. પોતાની વાસનાને અનુસરી એ વાયુ સ્વરૂપ થાય છે. વાયુ નિર્લેપ છે. તેનામાં સુગંધી દુર્ગંધી નથી. જેમ ખાળ કુવામાં વાયુ ભરાયો હોય તો તે દુર્ગંધી વાયુ એમ કહેવાય છે. તે પ્રમાણે પાપી માણસના દેહમાં જે પ્રાણવાયુ છે. તેમાં ગંધકી ભરાય છે એટલે પાપનીજ વાસના ભરાય છે અને આઘાત પ્રત્યાઘાતના નિયમે તે પોતાનેજ વેઠવી પડે છે. પુણ્યવાનની વાસનાઓ મલયાચલની ઉદ્યાનના સુગંધી વાયુની લહરીઓ માફક વાતાવરણમાં ભળે છે. પણ પુણ્યના યોગે કરીને તે સર્વેના કારણનો આશ્રય કરે છે અથવા તો વન્હિની આહુતિમા પડે છે અને એ વન્હિ એટલે સુર્ય મંડલમાં લઇ જાય છે અને ત્યાં સ્વર્ગ સુખ ભોગવે છે. પણ હવે ખીચડાયા પાપ પુણ્યનો મનુષ્ય, દેહમાંથી નીકળી તુરતજ પ્રેતનું રૂપ ધારણ કરે છે. પ્રેતદશા એ વાયુ જ્ઞાન અને પાપનો નિરવયવ મલિન વાસનામય દેહ છે કેમકે વાયુને હાથ પગ કે મ્હોડું નથી એની પાપવાસના અને જ્ઞાન કાયમ છે તેથી તે આંખ વિના જાણી શકે છે. કાન વિના સાંભળી શકે છે. મ્હોડા વીના ખાવાની વાસના લઇ શકે છે. જે પ્રમાણે એક માણસનો સોનાનો દાગીનો કુવાના ઉંડા જળમાં પડયો તેણે તારનાર માણસને કહ્યું કે મારો દાગીનો કાઢી આપ. આ કુવામાં આ ઠેકાણે તે પડયો છે કુવામાં પાણી ઘણું છે. મને તરતાં આવડતું નથી. પેલા તારાએ કહ્યું કે હું કાઢી આપું છું હું જળમાં જઇને તપાસ કરીશ પછી તે કુવામાં ઉતરી ડુબકી મારી કુવાને તળીએ ગયો ઉપર આદમી તેને પૂછે છે કે અલ્યા બહુવાર થઇ. કંઇ હાથ લાગ્યું કે નાહ શું તું ડુબી તો ગયો નથી કે મરી ગયો તો નથી ? પણ પેલો જલના આવરણને લીધે તારો કાંઇ જવાબ દેતો નથી અને સાંભળતો પણ નથી. તે પ્રમાણે મરણ પામેલો જીવ પોતાના છોકરાં છૈયાં બાયડી મિત્રો તેને નામે રડે છે તે સાંભળી શકતો નથી, પણ તેનું અન્નમય કોશનું જે જડ આવરણ તે ભસ્મીભુત થઇ જવાથી તેનું વાસનામય શરીર પ્રદિપ્ત થાય છે. અને તેમાં જ્ઞાન સ્ફુરે છે. એ વિચારે છે કે અહા ? મારા બાયડી છોકરા રડે છે એમ કહી પેલા જળમાં ડુબકી મારેલા તારાના માફક એની અવસ્થા

થાય છે. અને તે બોલી શકતો નથી. તારાને શોધતાં શોધતાં કંઠી હાથ લાગી અને કહે છે કે તમે ગભરાશો નહિ હું મરી ગયો નથી. મને તો કંઠી જડી છે. હમણાંજ હું ઉપર આવું છું અને તમને કંઠી આપું છું આ વાત કુવાની ઉપર ઉભેલો માણુસ સાંભળી શકતો નથી. પેલો પોતાના મનમાં બોલ્યા કરે છે તે પ્રમાણે પ્રેતને જે કાંઇ જ્ઞાન થાય છે. તે એ પાણીમાં ગયલા માણુસના જેવું થાય છે. કુવામાંનાં જળના આવરણુને લીધે ઉપર ઉભેલાને તેની કાંઇ ખબર પડતી નથી કે જ્ઞાન થતું નથી કે મારા બાપને પ્રેત દશામાં અમુક દુઃખ થાય છે. ગરૂડ પુરાણુ એ શ્રુતિનું રહસ્ય વિસ્તારી બતાવનાર પૂર્ણ અલંકારોથી ભરેલું કાવ્ય છે. રસમય છે. રૂપક અને ભયાનક અલંકાર પ્રાધાન્ય છે. પણુ ગજવામાંનું ગપાષ્ટક નથી. તેને શ્રુતિનો આધાર છે અને પ્રત્યક્ષ પ્રમાણુ છે. વૈતરણી નદી એ જન્મો જન્મની કાયાને રૂપકાલંકાર વડે વર્ણી છે. શરીરમાંના હાડકાંને હોડીના લાકડાં ગણ્યાં છે. લોહીને નદીમાંનું જળ ગણ્યું છે. માંસને કાદવ કહીને વર્ણવ્યાં છે. જીવાત્મા અને ઇન્દ્રિયાદીને સુકાની અને ખારવાઓ ગણાયા છે અને તે આ દેહરૂપી હોડીને મોક્ષ માર્ગે ધારેલા બંદરે એટલે કે સ્વરૂપસ્થ સ્થિતિને અતિ પુણ્યરૂપી પૈસા ખરચીને ખરીદ કરેલી છે. અને પીંડ આપવાથી એની ક્ષુધાનું દુઃખ નિવૃત થાય છે. એ પ્રાણી પ્રેતદશામાં મુડદાની આજુબાજુએ ભમે છે અને જાણે છે કે આ મારે માટે ઠાઠડી બાંધે છે. હાય હાય ! મારી દેહને કચકચાવી બાંધી સ્મશાનમાં લઇ જાય છે. અરે આ મારી દેહ તને મેં અનેક અન્નરસ ખાઇ ઉછેરી તને રોજ સાબુ ચોળી નવરાવી તને ઉંચા પલંગ અને તળાઇમાં સુવાડી તે મને છોડીને શું તું આ ચિતામાં ભસ્મ થઇ જવાની છે. હાય હાય ભસ્મ થઇ ગઇ હવે હું કયાં જાઉં ! શું કરૂં મારા પાપ મારી છાતી ઉપર ચઢી બેઠાં છે. હે પુત્ર ! મને તું ઉગાર. મારે માટે પુણ્યદાન ધર્મ કર અને આ પ્રેત દશાથી મને મુકાવ. એમ રૂદન કરતો કરતો વિચાર કરે છે કે મને બહુ તરસ લાગી છે. મને બહુ ભુખ લાગી છે. આ મને સુવાનો વખત થયો ઉંઘ આવે છે પણુ ઉંઘાતું નથી. લાવો આ પીપળાની ડાળ ઉપર હું બેસું મારા પુત્રે મારા ઘરમાં દીવા કરી મૂકયા છે અને સ્વસ્તિ વાચન અને મંગલવાચકથી ઇશ્વરનું આવાહન કર્યું છે એટલે મારી હીમત ઘરમાં જવાની હવે ચાલતી નથી. માટે વૃક્ષ ઉપર બેસે છે.

હવે પછીની જીવાત્માની ગતિ ઉપનિષદોમાં પંચાગ્નિ વિદ્યા વીગેરેમાં ઠેરઠેર વર્ણવી છે તે જીજ્ઞાસુએ જોઇ લેવી.

હવે મુળ વિષય આગળ ચલાવતાં લખીએ છીએ કે શબ જ્યારે અડધું બળી જાય ત્યારે કપાળને વાંસના ડંડાથી ફોડી ઘી હોમવું અને સઘળું બળી જાય ત્યારે दाहे जाते अपसव्येन गोत्रप्रेत दाहांजलिस्ते उपतिष्ठत प्रेत चिता जले क्षीयंत स्मशाने जले प्रक्षिप.

ત્રણ વખત ઉપરનો મંત્ર બોલતાં જઈ તરભાણામાં જલ ભરી ચિત્તા સ્થાનને ટાઢી કરવી અને પછી એ રક્ષાને નદી વગેરે સ્થાનમાં ફેંકી દેવી.

## एकोदिष्ट श्राद्ध.

तद्यथा स्थानं चटमेकं निधाय.
सर्वाया सविनिमुक्ते: काम क्रोध विवर्जिते:
भवद्भि: प्रेत श्राद्धे ब्राह्मणकार्यमो ह्यसंपाद्यमे.
गोत्रप्रेत पादार्घ्यते उपतिष्टतां.
इदमंत्र चंदन च पुष्पं पाद्यं अर्घ्य सव्यं.

તે જગ્યાએ એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કરવું. એક ચટને ઉત્તર તરફ મ્હોં કરી મુકવો અને પછી દક્ષીણ તરફ મુખ કરવું. બે હાથમાં પવિત્રીઓ પહેરવી. અપસવ્ય કરીને તલ તથા દર્ભ ચઢાવવો અને જળ રેડવું.

सव्यं

સવ્ય કરીને આચમન પ્રાણાયામ કરી નાક, કાનને હાથ લગાડી દર્ભેથી માર્જન કરી નીચેનો મંત્ર બોલવો.

विष्णु विष्णु विष्णु, हरि हरि हरि

अपवित्र पवित्रोवा सर्वावस्थांगतो पिवा य: स्मरेत्पुंन्डरीकाक्षं सबाह्याभ्यंतर शुचि: ॥ इदं विष्णु विच क्रमे त्रेधानिदधे पदम समूढमस्य पां सूरे

અપસવ્ય કરી નીચેનો મંત્ર બોલવો. હાથ જોડી રાખવા.

सप्तव्याधा दशार्णेषु मृगा: कालिंजिरे गीरौ चक्रवाका शर-द्वीपे हंसाः सरसीमानसेते पिजाता कुरुक्षेत्रे ब्राह्मणा वेद पारगा: प्रस्थिता दीर्घ मध्वानं यूयतेभ्यो वसीदथ देवताभ्य: पितृभ्यश्च महायोगीभ्य एवच नमः स्वाहायै स्वाधायै नित्यमेव नमो नम:

ત્રીજી વખત નમોનમઃને બદલે भवन्तु એ પ્રમાણે બોલવું.

श्राद्धं भूमौ गया ध्यात्वा ध्यात्वादेवं गदाधरं ताभ्यां चैव नमस्कारं ततः श्राद्धं प्रवर्तते. गयायां पितृरुपेण स्वयमेव जनार्दन तंध्यात्वा पुंडरीकाक्षं मुच्यते च ऋण त्रयात्. ततसखीनां स्मशान वासिनां यमप्रेत पिंडदानोपहाराणां पवीत्रता गंगोदकेनयमुनोदकेन प्रोक्षण तास्तु.

तिलान गृहीत्वा सव्यं गायत्रि जपः

બધી સામગ્રીઓ સ્વચ્છ કરી તલ હાથમાં લેવા સવ્ય કરીને ગાયત્રી ભણવી.

मधुव्वाता ऋतायते मधुक्षरंति सिन्धवः
माध्वीर्न संतोषधिः मधुनक्त मुतोष.
सोमधुमत्पार्थिवऽ रजः मधुद्यौ रस्तुनः पिता.
मधुमान्नो वनस्पति र्मधुमाऽ अस्तु सूर्य.
माध्वी गार्वा भवंतुनः ॐ मधु मधु मधु पिंडोपरि तिलप्रेक्षेपय.

પીંડ ઉપર તલ નાખવા સવ્ય કરવું. હાથમાં જળ લેવું.

प्रयोग.

विष्णुं विष्णुं विष्णुं श्रीमद् भगवतो महा पुरुषस्य विष्णुं राज्ञया प्रवतमानस्य अत्राध ब्रह्मणो द्वितीय परार्ध्धे श्री स्वेतवाराह कल्पे वैवस्वत मन्वन्तरे अष्टाविंशतिर्म कलियुगे कलि प्रथम चरणे जम्बुद्वीपे भरतखंडे आर्यावर्तान्तर्गते ब्रह्मावर्ते कर्देशे अस्मिन श्री विष्णु प्रजापति क्षेत्रे बौद्धावतारे शालिवाहन शाके केशवादि शकल देवतानां सन्निधाने अमुक नाम संवत्सरे अमुक मासे अमुक पक्षे अमुक तीथौ अमुक संवत्सरे एवं ग्रहगुण विशेषण विशिष्टायां पुण्य तिथौ अपसव्यं अ० गोत्रस्य अमुक प्रेतस्य प्रेतत्व निवृत्यर्थं सद्गति प्राप्तर्थं असद्गति विनाशार्थं एकोदिष्ट विधिना श्राद्धमहं करीष्ये गोत्रप्रेत आसनंते उपतिष्ठतु.

જલ રેડી ચટની નીચે દર્ભનો કટકો મુકવો.

गोत्रप्रेत अर्घ्यंते उपतिष्ठ.

આ મંત્ર બોલી ચટની આગળ જળ મુકવું અને નીચેનો મંત્ર બોલતાં હાથ જોડી રહેવા.

गोत्रप्रेत दास्यमानं आमान्नं सोपस्करं परलोके महा क्षुधा निवारणार्थंते उपतिष्ठतु नमः कुर्यात.

अद्यैवं पूर्वोच्चरितैवं ग्रह गुण विशेषण विशिष्टायां पुण्यतीथौ गोत्रस्य प्रेतत्व निवृत्यर्थं सद्गति प्राप्त्यर्थं असद्गति विनाशनार्थं अस्थि संचयन श्राद्धं संपन्न सुसंपन्न.

તલ જલ અને દર્ભ હાથમાં રાખવા.

गोत्रप्रेत अस्थि संचयन निमितं पिंडस्थाने अवने जनंते उपतिष्ठतु.

પીંડ હાથમાં લેવા.

गोत्रप्रेत अस्थि संचयन निमितं पिंडं ते उपतिष्ठतु.

પીંડને દર્ભ ઉપર મૂકવા.*

गोत्रप्रेत अस्थि संचयन निमितं पिंडोपरिप्रत्यवने जनंते उपतिष्ठतु

शेषान्नं अन्नं निधाय जलं गृहीत्वा.

गोत्रप्रेत प्रेतत्व निवृत्यर्थं सद्गति प्राप्त्यर्थं असद्गति विनाशनार्थं पिंडार्चनंते उपतिष्ठतु । अनेन पींड दानेन गोत्रस्य प्रेतस्य प्रेतत्व निवृत्तिः सद्गति प्राप्ति असद्गति विनाश. सुप्रोक्षितं.

આમ કહી પીંડની આગળ જળ મૂકવું અને દર્ભ મુકવો.

शिवा आपः सोमनस्य पुष्पं अक्षतं चारिष्ट चास्तु अपसव्यं.

અપસવ્ય કરીને પીંડપર દર્ભ તલ અને જલ ચઢાવવાં.

गोत्रस्य प्रेतस्य दत्तं श्राद्धंते उपतिष्ठतु.

यस्यां दिष्टं तस्यां पतिष्ठताम्.

जलगृहीत्वा.

अस्य श्राद्धस्य प्रतिष्ठा सिध्यर्थं रजतः प्रत्याम्नायेन गोत्रप्रेत दक्षिणा ते उपतिष्ठतु दक्षिणाः पांतु बहुदेयं चास्तु.

तृप्णि पींड चालनं

પીંડની આગળ હાથ જોડી ચુપ થઇ દર્ભથી હલાવવા.

---

*પીંડ શબ્દનો અર્થ શરીર છે. શરીર એ અન્ન રસનું પરિણામ છે તેટલા માટે રાંધેલા અન્નનો ગોળો બનાવી તેને અન્નરસમય શરીર એવું નામ આપવું કે તે અન્નરસમાં જીવાત્મા વાસના સહિત ભરાઇ સૂર્ય અગ્નિ વૃષ્ટિ ભૂમિ અને પુરૂષ સ્ત્રી પ્રત્યાદિદ્વારા ભરાઇ પાછો પીંડ ધારણ કરે છે, તે દેહ આ પીંડદાનથી પુત્ર પુરો પાડે છે.

अद्येष पूर्वोच्चरितैवं ग्रहगुण विशेषण वसिष्ठायां पुण्य तीथौ गोत्रस्य प्रेतस्य अस्थि संचयन श्राद्ध कृतस्य कर्मणो विधेर्यन्यूनं यदतिरिक्तं तत्सर्वं भवतां ब्राह्मणानां वचनात श्री विष्णो प्रसादात सर्वं विधेः परिपूर्णता मस्तु ॥

अनेन अस्थि संचयत श्राद्धकर्मणो कृतेन गोत्रस्य प्रेतस्य प्रेतत्व निवृत्तिः सद्गति प्राप्ति असद्गति विनाशः

भद्रं कर्णेभिः शृणुयामदेवा भद्रं पश्येमाक्ष मिदजनाः स्थीरै रंगै स्तुष्टुवा सस्त नुभिर्व्यशं महिदेव हितं यदायुः

सव्यं.

आचम्य प्राणायाम्य विष्णु ३ हरि ३ अपवित्रः पवित्रोवा सर्वावस्था गतोपिवा यः स्मरेत्पुंडरिकाक्षं सबाह्याभ्यंतरः शुचिः इदं विष्णु विचक्रमे त्रेधा निदधे पदं समूढ मस्यपासुरे

अपसव्यं.

सप्तव्याधा दशार्णेषु मृगाः कालिंजिरे गीरौ चक्रवाका शरद्वीपे हंसाः सरसीमानसे ते पिजाता कुरुक्षेत्रे ब्राह्मणा वेद पारगाः प्रस्थिता दीर्घ मध्वानं यूयंतेभ्यो वसीदथ देवताभ्यः पितृभ्यश्च महायोगीभ्य एवच नमः स्वाहायै स्वधायै नित्यमेव नमो नमः

श्राद्धं भूमौ गया ध्यात्वा ध्यात्वादेवं गदाधरं ताभ्यां चैव नमस्कारं ततः श्राद्धं प्रवर्त्तते. गयायां पितृरुपेण स्वयमेव जनार्दन तंध्यात्वा पुंडरीकाक्षं मुच्यते च ऋण त्रयात्. तत्सखीनां स्मशान वासिनां यमप्रेत पिंडदानोपहाराणां पवीत्रता गंगोदकेनयमुनोदकेन प्रोक्षण तास्तु.

सव्यं गायत्री जपेत ।

अपसव्यं मधुव्वाता ऋतायते मधुक्षरंति सिंधव माध्वीर्नः संत्तोषधिः मधुनक्त मुतोषसो मधुमत्पार्थी वंऽरज मधुद्यौरस्तुन पिताः मधुमान्नो वनस्पति मधु मा अस्तु सूर्य माध्वि गावो भवतुन मधुव्वाताः मधु ३ सव्यं प्रयोग.

अद्येवं पूर्वोच्चरितैवं ग्रह गुण विशेषण विशिष्टायां पुण्यतीथौ

अपसव्यं.

गोत्रस्य प्रेतस्य प्रेतत्व निवृत्यर्थं यम प्रेततत्सखीनां पींडदान महं करिष्ये.

वेदी अथवा पृथ्वी ઉપર ત્રણ રેખા કરી દર્ભ મુકી.

यम सपरिवार अने निक्षव गोत्रप्रेत अवने निक्षव.

तत्सखीभ्यः अवने निगृह्वं पिंडं गृहित्वा यम स परिवार पींडते उपतिष्ठतु गोत्रप्रेत पिंडते उपतिष्ठतु.

तत्सखीभ्यः एतद्धः पींड शेषान्न पींडानामग्रे निधाय
यम स परिवार प्रत्यवने निक्षव गोत्रप्रेत प्रत्यवने निक्षव
तत्सखिभ्य; प्रत्यवने निरध्वं सूत्राच्छादनं.

તલજવ અને દર્ભ ત્રણ ત્રણ વખત મુકવા અને પછી એક એક પીંડ હાથમાં લેતા જઇ દર્ભ ઉપર અવળા હાથથી મુકવા છેવટ બીજી વખત તથા તીજી વખત પણ એમ કરવું

તલ જવ દર્ભ હાથમાંના પહેલા પીંડ ઉપર ચઢાવવા અને પછી ત્રણે પીંડ પર દર્ભ ચઢાવવો અને જલ મુકવું.

इदमंत्र चंदनच पुष्पं धूपं दीपं नैवेद्यं કહી જલ મુકવું.

सूत्राछादनं गंध पुष्प धूप दीप नैवेद्यं । नि यथा कृतानि । एते सर्वो प्रचारार्थं तिलाक्षतान्कृतानि गोत्रस्य प्रेतस्य प्रेतत्व निवृत्यर्थं सदूगति प्राप्त्यर्थं असदूगति विनाशनार्थं यम प्रेत तत्सखीनां पिंडार्चनं नैवेद्यंव उपतिष्ठतां.

दास्यमानं आमान्नत्रयं सोपस्करं गोत्रस्य प्रेतस्य परलोके महाक्षुधा निवारणार्थं यमप्रेत तत्सखीनां उपतिष्ठतु.

दास्यमानं कुंभत्रयं माषान्न जलसहितं गोत्रस्य प्रेतस्य परलोके महातृषा निवृत्यर्थं यमप्रेत तत्सखीनां कुंभास्ते उपतिष्ठतां.

अद्येवं पूर्वोचरितैवं ग्रहगुण विशेषण विशिष्टायां पुण्यतीथौ यमप्रेत तत्सखीनां पिंडदान कृतस्य कर्मणो विधर्य्य न्यूनं पद तिरिक्तं तत्सर्वं भवतां ब्राह्मणानां वचनात् श्री विष्णोः प्रसादात सर्व विद्येः परिपूर्णतामस्तु. જલ મુકવું.

एभिः यमप्रेत तत्सखीनां पिंडदानैः गोत्रस्य प्रेतस्य प्रेतत्व निवृत्ति. सदूगति प्राप्तिः असदूगति विनाश.

वृषाहादि कर्म योग्यता प्राप्ति.

भद्रं कर्णेभिः शृणुयामदेवाः भद्रं पश्येमा क्षभिर्य जत्राः स्थिरै रंगैस्तुष्ट वा सहस्तेन् भिर्व्यशेमहिदे वहितं यदायुः

પીંડોને તલ તથા અક્ષત મૂકી વિસર્જન કરવા.

अथ बलिदानं.

यस्मिन् स्मशाने देवा स्युर्भगवले सनतिनाः तेस्मत्सकाशाद् गृहंतु बलिमष्टांग मुत्तमं प्रेतस्याम्य शुभनिलोकान् प्रयच्छन्त्विह शाश्वतान अस्माक मायुरारोग्यं सुखं च दत्तामितिकाळे.

ઇશાન કોણુ યાને પૂર્વને ઉત્તર કોણુથી સરૂ કરવી ઇશાન યાને ઉત્તર પૂર્વ કોણુથી અડદના દાણા નાખવા.

પૂર્વે દક્ષણ ને પૂર્વના यथा अग्नि पूर्वने દક્ષિણ તથા પૂર્વના કોણુમાં.

यथा दक्षणे દક્ષિણમાં.

यथा नैऋते દક્ષિણને પશ્ચિમના કોણમાં.

यथा वायव्ये પશ્ચિમને ઉત્તરના કોણમાં.

यथा उत्तरे ઉત્તરમાં.

सर्वे स्नानार्थं गच्छेयुः સર્વેએ નહાવાને જવું.

गोत्रप्रेत दाह जनित तृषाय शमनार्थं तिलांजलिस्त उपतिष्टतां.

અપસવ્ય કરી ત્રણ ત્રણ વખત કર્મ કર્તા જલ સહિત અંજલી નાંખવી ને પછી પોતાના ગોત્રના ઉચ્ચાર પૂર્વક તલજવથી અંજલી નાંખવી અને પછી સ્નાન કરવું.

નિર્ગુણ બ્રહ્મમાં જે જગત બીજરૂપે ભાવસ્થિત હતું અસ્પષ્ટ હતું. તદાકાર હતું. તે ધીમે ધીમે જે પ્રમાણે ગર્ભ વૃદ્ધિ પામી જન્મ પામે છે તે પ્રમાણે સ્પષ્ટ થયું તેનું દ્રષ્ટાંત બીજમાંથી વૃક્ષ કેવી રીતે થાય છે. તે આપવાથી સ્પષ્ટ થશે. અને લોકોની સમજણમાં આવશે એમ ધારી અંતિમ પ્રાર્થના કરીએ છીએ.

एकोहम बहुस्याम्.

એટલે કે હું એક છું તે અનેકરૂપે દેખાઉં એવી ઇચ્છા થતાં વારનેજ પૃથ્વીમાં દટાયલા બીજ ઉપર વૃષ્ટિનું જળ પડવાથી જેમ ફણગો ફૂટી બીજની બે ફાડમાંથી અંકુર પ્રકટી થડ ડાળ પાંદડી મ્હોર ફુલ ફળ આવે છે અને વૃક્ષ પરિપૂર્ણ દશાએ પામે છે. તે પ્રમાણે બીજની અંદર ઝીણામાં ઝીણું રહેલું ચૈતન્યનું આણું જે નહિ સરખું અસ્પષ્ટ હતું તે આજે આપણે જે

જગત જોઇએ છીએ તેવું થયું. ધીમે ધીમે જડતા દરેક પદાર્થોમાં આવતી ગઇ પ્રકાશ કમી થતો ગયો જ્ઞાનમંદ પડી તીમીર વધતું ગયું અને સતમટી અસત ભાવનું સ્પષ્ટ દર્શન થવા લાગ્યું. અને હું જે એક વ્યકિતરૂપ અલ્પ આયુંર કલિ કલેશમય દુઃખી થઇ સમષ્ટિ સ્વરૂપાનંદ ભુલતું ગયું.

બીજને જેવી બે ફાડ હોય છે તેવા એકમાંથી બે થયાં એટલે કે નિર્ગુણ બ્રહ્મમાંથી પુરૂષ અને પ્રકૃતિ થયાં. પુરૂષ અને પ્રકૃતિમાં બેના ત્રણ થયાં એટલે કે બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્ર જેના સીમબોલ (Symbol) तत् એટલે

૧ વિરાટ અથવા વૈશ્વાનર त्वम.

૨ હીરણ્યગર્ભ એટલે વિષ્ણુ त्वम

૩ રૂદ્ર સ્વરૂપ अहंम.

એ ત્રણ મળી જગતના ઇશ્વર तत्वमसि ( तत्वम अहं असि ) એ વાકય પ્રમાણે ઓળખાયા.

એ ઇશ્વરમાંથી આકાશ (પોરાશિટી) (Poracity)

વાયુ રૂદ્ર સ્વરૂપ (ગ્યેસીટી) (Gasity)

તેજ (સૂર્ય વહ્નિ વિદ્યુત્ અંતરિક્ષના તારા અને ગ્રહ ઉપગ્રહો. (ઇલેકટ્રોકસીટી

જલ (લીકવીડીટી)

પૃથ્વી (સોલીડીટી) Solidity

આ પ્રમાણે પાંચ તત્વો ઉત્પન્ન થયાં અને એ પાંચ ભુતો વત્તા ઓછ પ્રમાણમાં એક બીજા સાથે મળી જે આકારવાન મીશ્રણ થયું અને એ ધાટ અથવા રૂપ અથવા આકાર બન્યો તે આ જગતનો પ્રત્યેક પદાર્થ છે તેમાં જ્યાં પૃથ્વિનો અંશ વિશેષ છે અને બીજા ચાર ભુત કમી પ્રમાણમ છે તેને જડદેહની ઉપમા અપાય છે. જેવો કે એક પથરો પરવત વીગેરે.

બીજો વિભાગ લીકવીડીટી એટલે જેમાં જલ વિશેષ છે તેવાં રૂપે તે માછલાં નદીઓ કુવા તળાવ વીગેરે છે પિતરલોક પણ જલમય છે ચંદ્રલોક તે પણ જલમયલોક કહે છે.

ત્રીજો ભાગ જેનામાં તેજનો ભાગ વિશેષ છે અને ચાર ભુતોનો ભાગ કમી છે તેવા મિશ્રણના આકારને દેવ એવી સંજ્ઞા આપી છે, અથવા એને સ્વર્ગીયલોક કહે છે.

ચોથો ભાગ જેનામાં આકાશ તત્વ વિશેષ છે તેને ઇશ્વર સંજ્ઞાવાળો લોક કહે છે. જેવા કે મહેશ્વર મહામાયા વીગેરે.

પાંચમો ભાગ કેવળ શુદ્ધ ચૈતન્ય છે. તેને નિર્ગુણસ્વરૂપ એમ કહે છે. નિર્ગુણ અને સગુણ એ બીજના બે ફાડચાં જેવાં પુરૂષ અને પ્રકૃતિના સ્વરૂપ છે. અને જે શુદ્ધ ચૈતન્યમાં પ્રકૃતિ પુરૂષ લય પામ્યા છે તેનું નામ નિર્ગુણ બ્રહ્મ છે. આ પ્રમાણેની વ્યવસ્થાનો કોઠો અમે નીચે બતાવીએ છીએ.

**પંચકોશ અથવા પંચશરીર. પાંચ પ્રકારના કેદખાના તે નીચે મુજબ.**

| | | |
|---|---|---|
| અન્નમય શરીર | પૃથ્વીતત્વ. | ચોવીશ ગુણ. |
| અન્નમય કોશ | ઘનતત્વ | શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ |
| મનોમય કોશ | | જલતત્વ શબ્દસ્પર્શ |
| તેજોમય કોશ | | (દ્રવત્વ) રૂપ–રસ |
| | | શબ્દ સ્પર્શ અને રૂપ (દેહત્વ) |
| વાયુમય કોશ | | શબ્દ સ્પર્શ (શોષણત્વ) |
| આકાશમય કોશ | | શબ્દ (આશ્રયત્વ) |
| ૬ અશરીર એટલે કોષથી પર દેહ રહીત અને સમષ્ટિ સ્વરૂપ નિર્ગુણ બ્રહ્મ ગુણ વિશેષણ રહિત અવાંગ મનસ ગોચર | | |

| પૃથ્વીતત્વ. | જલતત્વ. | તેજતત્વ. |
|---|---|---|
| મનુષ્ય પ્રાણી વીગેરે. | માછલાં–પીતર. | સ્વર્ગીય ઇન્દ્રાદિ દેવો. |

| વાયુતત્વ. | આકાશતત્વ. | જીવના ગુણ. |
|---|---|---|
| માયવી શરીરો. | બુદ્ધિજન્ય શરીરો અથવા | પાપકર્મ |
| | ઇશ્વરી પુરૂષમય ગુણ | પુણ્યકર્મ |
| | સંખ્યા પરિમાણ | રાગ દ્વેષ |
| | પૃથકત્વ સંયોગ વિભાગ. | સંસ્કાર |
| | ઇશ્વરી પ્રકૃતિમય ગુણ | ધર્મ અધર્મ |
| | ઇચ્છા બુદ્ધિ અને પ્રયત્ન. | |

| ઈશ્વરના ગુણ. | શક્તિના પ્રકૃતિના | જીવના | પાંચ ભુતના |
|---|---|---|---|
| | | | ૧૦ |
| ૫ | ૩ | ૬ | એકએક ભુતના બબ્બે. |

આ પ્રમાણે સ્થુલ શરીર, સુક્ષ્મ શરીર, કારણુ શરીર, મહાકારણુ શરીરના ગુણો જણાય છે. અને તે ઉપર દર્શાવેલી સંખ્યા મુજબ છે.

પ્રકૃતિના પ્રત્યેક અણુમાં એ ચોવીશ ગુણુમાં સત્વ રજ તમ એવા ત્રણ મળી એકંદર ૭૨ પ્રકારના અણુ થયા અને તેમાંથી પ્રતિક્ષણુ સ્થુલ સુક્ષ્મ કારણુ અને મહાકારણુ દેહામાં ફેરફાર થતા ગયા. જેવી રીતે કે રાવણુ બ્રાહ્મણનો છોકરો હતો એ જે વખતે શીવ પૂજન કરવા બેસતો ત્યારે એની પ્રકૃતિ સાત્વિક હતી રાજ્યાસન ઉપર બેશી રાજ્યની વ્યવસ્થા કરતો તે વખતે રજોગુણી પ્રકૃતિ હતી અને જે વખતે દારૂ પીને કૈલાસ પર્વત ઉંચકવા માંડયો અને વાલી વાનરને સંધ્યા કરતો હતો તે વખત એને હેરાન કરતો તે વખત તેનામાં તમોગુણુ પ્રવર્તતો હતો. આ દ્રષ્ટાંતથી સર્વ પ્રાણી પદાર્થ વિષે સમજી લેવું,

છેલ્લીવારે નિર્ગુણુ બ્રહ્મ જે ચિદ્દજ્યોતિ અગ્નિ અવાંગ મનસ ગોચર છે. અને પ્રાર્થના કરવાને માટે અશકય છે તેથી તે જેવા હોય તેવા તેને પ્રણામ છે.

સગુણુ બ્રહ્મ જે ગાર્હપત્ય અગ્નિ છે અને ચુલારૂપી કુંડમાં અમારી ધર્મ પત્નીને સ્વાધીન છે તેમાં આહુતિ આપી અમે સ્તવન કરીએ છીએ. એ અગ્નિ પ્રત્યક્ષ છે. જડ નથી પણુ ચૈતન્ય છે. દેહવાળો છે કર્મના ફળ આપવાવાળો છે. એટલા માટે હાથ જોડીને અમે તેની પ્રાર્થના કરીએ છીએ જે અગ્નિને ભુલી જવાથી અમે પરચક્ર તળે ચંપાઇ પરતંત્ર થયા છીએ દુખ દારિદ્રય કંકાશ અને ઐકય તુટી જઇ શ્રદ્ધાહિન બન્યા એટલે તે અગ્નિ ધર્મ રહિત થવાથી અમે છીન ભિન્ન થયા છીએ તેને અમે નમન કરીએ છીએ. જે અગ્નિ **चत्वारिशृंगा** એ મંત્રમાં જ્ઞાન સ્વરૂપે ચુલામાં અને હૃદયમાં જ્યારે જોઇએ ત્યારે સહજમાં પ્રાપ્ત થાય છે. તે અગ્નિનું સ્વરૂપ ચાર શિગડાંવાળું એટલે ચાર વેદવાળું ત્રણુ પગવાળુ (ત્રિકાળ સંધ્યા ત્રિકાળ હોમ ત્રિકાળ સ્તવન કરવા યોગ્ય ત્રિકાળ એટલે સવાર બપોર સાંજ) બે માથાવાળું, ( સવાર સાંજ ) સાત હાથવાળું, સાત જીભવાળું છે. ત્રણુ ફળ આપવાને બંધાયલો એવો અગ્નિ કર્મ ઉપાસના અને જ્ઞાનરૂપ ફળને આપવાવાળો છે તે ધર્મસ્વરૂપ જ્ઞાન સ્વરૂપ અગ્નિને અમે અમારા મનમાં એક ચિત્તે ધારણુ કરીએ છીએ.

આ મંત્રનો અર્થ પ્રત્યેક વિદ્યાવાળા મતાનુયાયી આચાર્યો પોત પોતાના મત પ્રમાણે ખેંચે છે.

આ જ્ઞાનમય અગ્નિ એવું વેદાંતીઓ માને છે. યોગીઓ યોગરૂપ આ અગ્નિ છે. એમ માને છે. વિજ્ઞાન વાદીઓ એને ધમ ધમાટ કરતી તોપના ગોળામાં ભરેલાદારૂ અને સ્ફોટક દ્રવ્યો અને કચ્ચરોથી બનેલા ગોળામાં ફૂટ કરી અવાજ કરનાર સ્ફોટક દ્રવ્ય માને છે. વૈદ્યો એને બાણ એટલે ઔષધમાં ભરાયલો અગ્નિ એમ કહે છે વળી તેને ચતુંવ્યુહ શાસ્ત્ર તરીકે પણ માને છે. એટલે વૈદ્યક શાસ્ત્રના ચાર વિભાગ તરીકે માને છે. ઔષધિમાં સમાયલો અને દ્રવ્યમાં સમાયલો અગ્નિ માને છે. ગાયકો ચાર તાલ સપ્ત શુર તીન ગ્રામ માને છે વીગેરે વીગેરે. એ શત્રુ વિનાશક વિજયપ્રદ ધમ ધમાટ કરી પર્વતોના પર્વત ઉડાડી નાંખી મોટી ખો બનાવનારને અને ધરતીકંપ કરનારને અમારૂં નમન હજો. પ્રલય સમયે કાલાગ્નિ રૂદ્રરૂપે જે અખિલ બ્રહ્માંડને ભસ્મ કરી નાંખે છે તે અગ્નિને અમારૂં નમન હજો.

જે અગ્નિ તેજરૂપ છે, તે અમને તેજસ્વી બનાવો. જે વિદ્યુત શકિત અને સ્ફોટક દ્રવ્યમાં ઘણુંજ ધમ કરી ધમકારા કરનાર શત્રુ વિનાશક બ્રહ્મ રૂપ અમારા શરીર અને મનમાં બલ આપજો. જે વીર્યરૂપ અગ્નિ છે તે અમારામાં વીરત્વ અને વીર્ય ભરજો જે ઓજસ રૂપ છે તે અમારા હૃદયમાં ઓજસ ભરજો જે આ પૃથ્વીજલ વાયુ તેજને ઓળંગી તેનીપાર કેટલો છે કયાં છે કેવો છે તે કોઇ જાણતું નથી તેને અમારૂં નમન હજો.

એ ભકત રક્ષક અગ્નિ ભકતનું પરીપાલન કરવાને માટે અષ્ટ પહોર જાગી રહયો છે. અને જે અગ્ની કૃષ્ણના હૃદયમાં જયારે ભીસ્મના બાણથી અર્જુનને પ્રાણ સંકટ આવ્યું તે વખત રથમાંથી કૂદકો મારી તેના પ્રાણનું ચક્ર લઇ રક્ષણ કર્યું જેનો મુગટ ખસી ગયલો છે, પરિશ્રમથી પરસેવાના ટીપા મોં ઉપર લાગ્યા છે, જેના કેશ મુખ ઉપર છૂટા થઇ આવ્યા છે એવા ક્રોધાયમાન શ્રીકૃષ્ણના ક્રોધરૂપ અગ્નિ અમારા રક્ષણને માટે ધાઓ ધાઓ અને ધાઓ. ૐ તતસત બ્રહ્માપર્ણમસ્તુ.

# સમાપ્ત.

# परिशिष्ट.

આ દુનિયામાં જેને પૂર્વ સ્થિતિ નથી અને ભાવિ સ્થિતિનો અસંભવ છે અને વર્તમાન કાળમાંજ ગરજ મતલબ જેટલી ટકી રહેવાની શકિત છે એવા પદાર્થનું નામ માયિક આકાર વાન અને જેનું નામ કાંઇ છે. જે જડતા ઉત્પન્ન કરે છે. અંધકાર જે કે આત્મ જ્યોતિના પ્રકાશનો વિરોધી છે. બુદ્ધિની જડતા અને પ્રેરણા અને વિપરીત જ્ઞાન પેદા કરનાર છે તેનું નામ અવિદ્યા× માયા એવું ક્રિષ્ટ સંપ્રદાયીઓએ નામ આપ્યું છે. અને તે માણસને ઉંધા પટકી પરાજય આપી દુઃખ દારિદ્રય કલેશ. કબિમસ, મારામારી, કાપાકાપી, ગાળાગાળી, લુચ્ચાઇ અને કપટ કરાવનાર છે. એથી અવળું સત્ય જ્ઞાન અનંત એવું બ્રહ્મ છે.

જ્ઞાનથી મોક્ષ થાય છે. તે જ્ઞાન કેવું છે અને કેવી રીતે જણાય છે. અને દુઃખ કેવી રીતે મટે છે તે વાત કાંઇએક જણાવીએ છીએ.

આ બધું બ્રહ્મસ્વરૂપ છે. અને યોગથી તે સ્પષ્ટ દેખાય છે. એટલુંજ નહિ પણ આપણામાં અનંત શકિતઓ જે બ્રહ્મમાં છે તે સામર્થ્ય આપણને પ્રાપ્ત થાય છે.*

એક માણુસ અંધારામાં ચાલ્યો જતો હતો. અને વચ્ચે એક કુવો આવ્યો. એને ખબર ન હોવાથી એ માણુસ કુવામાં પડયો. હાડકા ભાંગી ગયા અને તેને કોઇ દયાળુ પુરૂષોએ બહાર કાઢયો અને છમાસ મંદવાડ ભોગવી આખરે મરી ગયો.

આ સર્વ દુઃખોનું કારણ તે કૂવો છે. અને તેમાં પડવાથી આવી રીતે મરણ થાય છે એ વાતનું અનજાણાપણું હોવાથી આ સર્વ દુઃખ ઉત્પન્ન થયું છે.

હવે બીજો માણુસ હાથમાં દીવો લઇને જાણુતો હતો કે અમુક ઠેકાણે આવી તરેહનો કૂવો છે અને તેમાં પડવાથી હાડકા કુટાઇને મરણ નીપજે એ વાત જાણુમાં હોવાથી એ માણુસ કૂવાની એક બાજુએથી સીધો ચાલ્યો ગયો અને કુવામાં પડતો બચ્યો એ જ્ઞાનનું ફળ છે તેવીજ રીતે બ્રહ્મજ્ઞાન વિષે સમજી લેવું.

---

×અમારા પાંતજલ યોગ દર્શનમાં અવિદ્યાનું સ્વરૂપ વિસ્તારથી જણાવેલું છે તે ત્યાં જોઇ લેવું.

*જુઓ અમારૂં બ્રહ્મસૂત્ર અને છાંદોગ્ય ઉપનિષદ.

હવે બ્રહ્મજ્ઞાન એટલે શું તેનો વિચાર કરીએ. શ્રુતિ કહે છે કે **सर्व-खल्विदं ब्रह्म** તો આપણને આ સર્વમાંથી તો એક પણ વસ્તુ દેખાતી નથી તેમ આંખ મીચીને ધ્યાન કરવા બેસીએ છીએ ત્યારે અંધારું દેખાય છે અને મન કુતર્કો કર્યા કરે છે. આવી સ્થિતિવાળા માણસોએ ધૈર્ય રાખી ગુરૂશાસ્ત્ર અને ઇશ્વરને શરણે જવું અને તે કહે તેમ કરવું. આધુનિક વિદ્યા, વિજ્ઞાન શાસ્ત્રો, અને પ્રાચીન આર્ય શાસ્ત્રો એ બંનેમાં પ્રથમ વિરોધનું દર્શન થાય છે. પણ તેમ નથી. વેદ **सर्व खल्विदं ब्रह्म** એમ કહે છે. તે બ્રહ્મને સ્પષ્ટ જણાવવા માટે તેના ૨૭ ભાગ કરેલા છે.

વર્તમાન વિજ્ઞાન શાસ્ત્ર all is metter એમ કહી તેને ૭૦ તત્વમાં વહેંચી નાંખ્યું છે. અને ચૈતન્યાત્મક જે કાંઇ જ્ઞાન છે તે વિષય એ બેદરકાર છે. અને તેની ઉપેક્ષા કરે છે.

આર્યશાસ્ત્ર, આધુનિક સાયન્સ, પંચમહાભૂત, પંચકર્મેન્દ્રિય, પંચજ્ઞાનેન્દ્રિય, પંચ અંતઃકરણ, પંચ સમષ્ટિપંચક (પંચમહાકારણ). પ્રકૃતિ, પુરૂષ.

આ પ્રમાણે એકંદર ૨૭ તત્વ કહે છે અને એક તત્વ તે ॐ અથવા બ્રહ્મતત્વ છે. એ ॐ કાર્ય છે. અને તે ગુણ કર્મ સ્વભાવે કરીને જુદા જુદા પ્રમાણમાં અને વધતા ઓછી રીતે દરેક પદાર્થમાં વહેંચાઇ ગયું છે તેથી તે પદાર્થોના ગુણ કર્મ સ્વભાવ ભિન્ન ભિન્ન છે.

હવે વિજ્ઞાનીઓના ૭૦ તત્વમાં ઓકસીજન વીગેરે દશ પ્રકારના વાયુ (હવા) કહે છે.

સર્વ ધાતુઓ, સર્વક્ષારો, જેવાકે ગંધક વીગેરે એનો સમાશ પૃથ્વિતત્વમાં થાય છે. તેજ તત્વનો સમાસ સાલ્ફરીક એસીડ સરોખાર વીગેરેમાં થાય છે.

જલતત્વનો સમાસ એસીડોમાં થાય છે તે ઠંડક કરે છે તેને કોલ્ડ કહે છે.

આકાશતત્વનો વેકયુમ્બમ પોરાસીટીમાં સમાશ થાય છે.

આવી રીતે એકજ મેટર જૂદા જૂદા પ્રમાણમાં અને સ્થિતિમાં ભેળ સેળ થવાથી આ જગતના સર્વ પદાર્થોની રચના થઇ છે અને તે મેટર એક છે. આવી રીતે એમનું મેટર તે અમારો ॐ અને અમારો ॐ તે એમનો મેટર છે. oll શબ્દ ॐ ઉપરથી નીકળ્યો છે. જેવી રીતે કે ઓમની પોટંટ ઓમની પ્રેઝન્ટ. ઓમની સાયન્ટ મુસલમાનો oll ને બદલે આલા કહે છે ત્યાં પણ ॐ આવે છે. પારસીઓ હોમકારો કહે છે. આવી રીતે સર્વ ભાષામાં ॐ શબ્દનો ઉચ્ચાર જુદે જુદે પ્રકારે અને અવાજે થાય છે. કારણકે બાર ગાઉએ બોલી બદલાય છે તેમ આમાં પણ બન્યું છે.

વેદધર્મનું તત્વ **અહિંસાધર્મ** પ્રાધાન્ય નથી. તેમજ એમાં કેવળ જૈન લોકના તપ પ્રાધાન્ય સ્વરૂપે કેવળ વેદધર્મ નથી. પ્રકૃતિ ત્રિગુણાત્મક છે. માટે એ ત્રૈગુણ્ય પ્રાધાન્ય શ્રુતિમાં જ્યાં જેવી રીતે જેને ભોગ અને કર્મફળ થતાં હોય તેનું વર્ણન છે. જ્યાં બે લશ્કર સામસામા ઉભા હોય ત્યાં એક લશ્કરે સામા લશ્કર ઉપર તેને હરાવવા માટે ગોળીઓ છોડયા કર્યા કરવી અને બીજા લશ્કરે તેને નમીને ગરદન ધરવી એવા કર્મને પાપ ગણ્યું છે એટલા માટે વેદમાં કહ્યું છે કે.

**दुर्मित्रिया: स्तस्मैसंतु योष्मान द्वेष्टियंच वयं द्वेष्टः**

આ રજોગુણી પ્રાર્થના છે. દુશ્મન જ્યારે આપણું ગળું કાપવાને આવ્યો ત્યારે આપણો ધર્મ તેની છાતી ઉપર ચઢી બેસી તેની પીસ્તોલ છીનવી લઇને તેની ગોળી તેનેજ મારવી. એવું પ્રધાનપણે શ્રુતિઓ ધર્મનું પ્રતિપાદન કરે છે.

તમાત્મક પ્રકૃતિ પ્રાધાન્ય જ્યાં વર્તે છે ત્યાં માંસ અને વારૂણીનું પાન અને વ્યભિચાર થાય છે. યાદવો વારૂણી પીને માંહોમાંહ લડીને મરી ગયા. રાવણ મદ્ય માંસનો નૈવેદ્ય શિવને ધરાવતો હતો અને અગ્નિમાં હોમ કરતો હતો. તે બ્રાહ્મણનો છોકરો છતાં બલાત્કારે સિતાને ઉઠાવી લઇ ગયો. એ ઠેકાણે તમાત્મક પ્રકૃતિ પ્રાધાન્યપણે વર્તી રહી હતી. અને તેથી તે બ્રહ્મરાક્ષસ તરીકે લેખાયો.

સત્વગુણથી ઇશ્વર પ્રાપ્તિ થાય છે એવો બોધ શંકરાચાર્યે ફેલાવ્યો. દારૂ પીને માછલી ખાવી એવા હિંસા ધર્મને ઇશુખ્રિસ્ત નામના માછીએ અભણ લોકમાં ફેલાવી તે પાપ છે એવું કોઇ ઠેકાણે કહ્યું નથી.

વેદધર્મ પ્રકૃતિનું વર્ણન કરે છે. અને તેમાં સત્વ, રજ અને તમના તારતમ્યે તેવી તેવી પ્રજાને તેવા તેવા ગુરૂઓ તેઓમાં ઉત્પન્ન કરી તેમને તેવો તેવો ધર્મ પ્રબોધ્યો છે.

વેદધર્મ દેવ પીતર મનુષ્ય બ્રહ્મરાક્ષસો, અને અભણ લોકો જેવાને માટે પણ છે. એકલા સત્વગુણીને માટે તેમાં નથી એવું અમોને લાગે છે અમારી સાધારણ સમજ પ્રમાણે અમે આ લખ્યું છે. તો તેમાં જે કાંઇ ભૂલચૂક હોય તે સુધારી તે તે ધર્માચાર્યોએ અમારી સામે લેખ લખવા. અને ભૂલ સુધારવી. અને તે ભૂલ જણાતાં અમે પણ તે સુધારવા તૈયાર છીએ.

મુસલમાન લોકોએ બસમિલ્લા ખહા એ સમનો ધર્મ મહણ કરી જે મુસલમાન ન થાય તેને મારીને મુસલમાન કરવો એ ધર્મનું પ્રાધાન્ય ગણ્યું છે એમ લાગે છે.

× × × ×

नारायण परोध्याता ध्यान नारायणाः परा ।

જે કોઇ નારાયણનું ધ્યાન ધરે છે તે સર્વથી શ્રેષ્ઠ છે. એટલે કે શ્રેષ્ઠ ધ્યાતા છે. અને જે કાંઇ ધ્યાન ધરવાનું શ્રેષ્ઠ છે. તે નારાયણનું ધ્યાન છે. કે જેથી ધ્યાતા ધ્યેય થઇ જાય છે. અને ધ્યેયના સર્વ ગુણ કર્મ સ્વભાવ શકિત ઇત્યાદિ તેને પ્રાપ્ત થાય છે.

योपामाय तनोवद् आयतनवान भवति ।
चंद्रमा वा अपाम पुष्पं पुष्पवान प्रजावान पशुवानभवति ।
यो रापो अग्नि रायतनम वेद् आयतनवान भवति ।
यो वायोरायतनम वेद् आय तनवानभवति ।

જલ કયા સ્થાનમાંથી ઉત્પન્ન થયું તેનું ઠેકાણું જે કોઇ જાણે છે. તે ઘરબારનો સુખી થઇ સ્વધામને ભોગવે છે. એજ પ્રમાણે અગ્નિ વાયુ વીગેરે સર્વ ભિન્ન બ્રહ્મશકિતઓને જે જાણી તેનું કારણ અથવા બીજ અથવા મુળ જે જાણે છે તે બ્રહ્મસ્વરૂપ થઇને મુકત પુરૂષ થાય છે.

राजाधिराय આ સર્વ કોઇને જાણીતો મંત્ર છે. તે બોલીને પુષ્પ વધાવવાં આ મંત્રમાં સ્તુતિ પાઠ આવી ગયો છે તેથી બીજો સ્તુતિ પાઠ કર્યો નથી.

अथ मंत्र पुष्पांजलि.

જે કોઇ સાંભળવા આવેલા હોય તેના હાથ ધોવરાવી તેમાં પુષ્પ પરમેશ્વરને વધાવવા માટે આપવાં.

निषिद्धैरप्येभिर लुलिता मकरन्दो मधुकरैः ।
करैरिन्द्रोरन्तहः छुरीतमिव संभिन्न मुकुलहः ।
विद्धतां सिद्धिनो नयन सुभगामस्य सहृशः ।
प्रकिर्णः पुण्याणां हरिश्चरणोयो रंजलिरियं ॥ १ ॥

ॐ सहनाववतु० सहनो भवन्तु०

पशुं॰ श्च मह्यमावह जीवनंच दिशोदिश मानो हिं॰ सीज्जात वेदो गामश्वं पुरुषं जगता। अबिभदग्न आमहि श्रीयामाप [illegible]।
पुरुष विद्महे सहस्राक्षस्य महादेवस्य धीमहि तन्नो रुद्रप्रचोदयात
तत्पुरुषाय विद्महे वक्रतुण्डाय धीमहि तन्दोदन्ति प्रचोदयात
तत्पुरुषाय विद्महे वक्रतुण्डाय धीमहि नन्दिः प्रचोदयात।

(નારાયણ ઉપનિષદના શ્લોક ૪થી સાત સુધીના)

सुमित्रा न आप औषधयः सन्तु दुर्मित्रा स्तस्मै भूयासूर्योऽस्मान्द्वेष्टि यं च वयं द्रिष्मः

अणोरणीयान्मवहर्ता०

सहस्र शीर्ष देवं विश्वाक्षं विश्वशंभुवम

नारायण उपनिषद् पृ४ २८३

सद्योजात प्रपद्यामि०

ईशान सर्व विद्यानाम

आगमार्थंतु देवानां गमनार्थंतु राक्षसां।
भक्तानाम संमेलनार्थं घंटानाद करोम्यहम॥

આ પ્રમાણે કહી ઘંટા વગાડવી.

आगच्छ देव देवेश तेजोराशे जगतपते
क्रीयमाणं मया पूजा गृहाण परमेश्वर
ॐ तमिशानं जगतः स्तस्थुस्पतिं
धियम जीनव मवशे हु महे वयं

અર્થાત્ તે ઇશ્વર જગતની સર્વ વ્યવસ્થા કરી પ્રેરણા કરનાર શંકર સ્થાવર અને જંગમ જગતના પાલણહાર છે. અને સદ્‌બુદ્ધિને આપનાર છે તેને અમારા રક્ષણને અર્થે જે સર્વત્ર વ્યાપક છે તેનું આવાહન કરીએ છીએ. એમ કરી તેનું આવાહન કરવું.

આરતિ

नमो ब्रह्मणे नमो स्वस्त्यग्नये नम पृथिव्याम्
नमो औषधिभ्यां नमो वाचे नमो वाचस्पते नमो वैष्णवे महते करोमि।

सर्व मंगल मांगल्ये शिवे सवार्थ साधिके शरणे त्र्यंबके गौरी नारायणी नमोस्तुते.

આ મંત્રથી આરતી ઉતારી તેની આજુબાજુ પાણી ફેરવવું નિરાંજન અને વંદન કરવું. આરતી વખત ઘંટા વગાડવી.

હવે પંચામૃત એટલે દૂધ દહીં ઘી ખાંડ (સાકર) અને મધવડે ભગવાનને નવડાવવાનું જળ જે તરભાણામાં રહ્યું હોય તેના ત્રણ આચમન કરવાં અને ભણવું કે.

अकाल मृत्यु हरणं सर्व व्याधि विनाशनम् ।
श्री विष्णो पादोदकं पावनम् शुभम् ॥

દેવની પ્રદક્ષિણા કરવી

पापोहं पापकर्माहं पापात्मा पाप संभवा
त्राहीमाम पुन्डरीकाक्ष सर्वपाप हरो हरि
यानि कानि च पापानी जन्मांतर कृतानी च
एतानी सर्व विनस्यंति प्रदक्षिणे पदे पदे ॥

× × × ×

योचिकात योजनशशात पश्यंति आमिशिन खगा
शयेव प्राप्त कालस्तु पाशबद्धं न पश्यति (पंचतंत्र)
द्वाइमौ पुरुषौ सूर्य मंडल भेदिनौ
परिव्राड योग युक्तश्च रणे चाभि मुखेमृता (महाभारत)

બ્રાહ્મણ કોણ છે ?

अग्रत: चतुरो वेदा पृष्ठ त:स सरं धनु:
इदं ब्राह्म्यं, मिदं क्षात्र्यम् सापादपि सरादपि
(महाभारत)

દ્રુપદ રાજાને મળવા માટે પોતાનો ગુરૂબંધુ સહાધ્યાયી જાણી દ્રોણગુરૂ તેને મળવા ગયા. તે સમયે તેને નહિ મળતાં એમ કહ્યું કે એવા બ્રાહ્મણોને મળવાની રાજ્યકર્તાઓને ફુરસદ નથી તે સમયે દ્રોણાચાર્યે ઉપરો શ્લોક કહ્યો. કે શું તું મને ભટકતો બામટો કે માગણ જાણે છે. એમ કહી ઉપર પ્રમાણે બોલી ચાલતા થયા.

મારી આગળ ચાર વેદ ઉભા છે. અને તે જે કાંઇ સમૃદ્ધિ જોઇએ તે પરિપૂર્ણ આપનારા છે. મારી પીઠ ઉપર સર સહિત, ધનુષ્ય છે. જમણા હાથમાં બ્રાહ્મણપણુ છે. ડાબા બાહુમાં ક્ષાત્ર બલ છે. હું તને શાપ આપી તારૂં સર્વ ઐશ્વર્ય ભસ્મ કરી નાંખનાર શક્તિવાળો છું અને ડાબા હાથે તને રાજપાટ ઉપરથી ઉથલાવી નાંખવા સામર્થ્યવાન છું પણ રાખ જો હું તારી સાથે લડું તો તારા જેવોજ તારા સમાન ગણાઉં, જો હું શાપ આપું તો શાંતિથી ચળાયમાન થાઉં એટલા માટે શિષ્ય પાસે તને બાંધી મંગાવી પગે લગડાવું તોજ હું બ્રાહ્મણ ખરો ?

× × + ×

ઋષિના પ્રકાર એકર્ષિ, દેવર્ષિ, બ્રહ્મર્ષિ રાજર્ષિ,
ઋષિક અથવા ઋષિ પુત્રો.

એકર્ષિ=શબ્દ બ્રહ્મના એકર્ષિ ઇશ્વર છે.

દેવ વર્ગના ઋષિ દેવર્ષિ.

બ્રાહ્મણ વર્ગના ઋષિ બ્રહ્મર્ષિ.

રાજ વર્ગના અથવા ક્ષત્રીય વર્ગના ઋષિ તે રાજર્ષિ. બ્રહ્મર્ષિ અને રાજર્ષિના પુત્રો જેમની મતિમાં પ્રતિભા શકિત નષ્ટ થઇ નથી તેઓ ઋષિક કહેવાય છે. શ્રુતર્ષિ શાસ્ત્ર શ્રવણના અભ્યાસથી પ્રતિભા ઉત્પન્ન થવાથી શ્રુતર્ષિ થાય છે જેવા કે શ્વેતકેતુ.

પરંતુ તેઓ કર્મશેષવાળા જીવો હોય છે.

દેવતા એટલે મંત્રના ઉદ્દિષ્ટ ચેતનરૂપ અભિમાની તેનું નામ દેવતા છે.

તે ઉપાસના કરનાર જીવને ધોત અથવા પ્રકાશવડે પોતાનો દેવતા ભાવ આપે છે તેથી તેને દેવતા કહે છે.

ગુજરાતીમાં કોલસાને અગ્ની અગ્નીરૂપ બનાવે છે તેથી સામાન્ય ભાષામાં પણ અગ્નીને આપણે દેવતા નામથી ઓળખીએ છીએ.

સુંદર પાંખવાળા સર્વમાં ઉડતા અને રમતાં દેવને વિદ્યાવાળા કવિ છતાં અનેક ભાવે કલ્પે છે.

આ પ્રમાણે દેવતા વસ્તુતઃ એકજ પરમાત્મા અથવા પરમેશ્વર છતાં તે તે દેવ શરીરમાં તેના અભિમાનીદ્વારા જાય છે અને પૂજાય છે.

**અઘમર્ષણ** એટલે અઘ એટલે પાપ તેને દૂર કરનાર જે સાધન તેનું નામ અઘમર્ષણ.

# રાસક્રિડન.

## તાલ દાદરો.

શૂર મધુર મદ ભર ગાન, માનુનિ મોહ મંત્ર કરે છે.
રમે રાસક્રિડા ભગવાન, ચેતન ચિત ચમકી રહ્યાં છે.
ૐ કાર આનંદનું રૂપ ઘુઘરૂ ધમકે છે.
રમે રાસક્રિડા—

વાગે વીણા મૃદંગને તાલ તરૂણીને ત્રીકમ લે છે.
જ્યાં જુઓ ત્યાંહા ભગવાન રૂપ રૂપે પ્રતિ રૂપે છે.
એક ગોપીને એક ભગવાન, અણુ અણુ ખીલી રહ્યાં છે.
સુખસાગર શાંતિ સ્વધામ યોગ મનઃકામ પૂરે છે.

ભુલ્યા નારદ શારદ શેષ, મહેશે તાંડવ તજ્યાં છે.
એક નાદ સુ બ્રહ્મનું તાન, ઠામે ઠામે વસ્યું છે.
વિશ્વ સકલ પુરણ કામ પંચશરે વિધિ વસ્યું છે.
એતો ત્રિકમના તે તાન, વિશ્વવ્યાપી સુખ ભરે છે.

સ્થંભી સૃષ્ટિ સકળ છે આમ, નિશાખટ માસની થઇ છે.
શાંતિ આનંદ પ્રેમ એ પૂર્ણ પુનેમનો ચંદ્ર ઉગ્યો છે.
એક ગોપીને એક ભગવાન કુદડીઓ ફરી રહ્યા છે.
અંતરિક્ષમાં ગ્રહગણુ આમ વિમાનમાં બેસી ફરે છે.

થયા ઈંદ્ર આદી સહુ દેવ દેવીઓ ચકીત થઇ છે.
મૂકયાં અપ્સરાએ અભિમાન રૂપ રસ રાગ તણ્યાં છે.
રવિ તાપને ત્રિકમ આણુ, અસ્ત થઇ પાપ દળ્યાં છે.
કલિ કલેશને છે નહિ ઠામ, દુઃખ સહુ નાશી ગયાં છે.

એક પૂરણુ આત્મારામ ઘટપટે ચમકી રહ્યા છે.
સૃષ્ટિ ખીલી છે આમ તમામ, વેલીઓ વૃક્ષ વીંટી વળીછે.
વાયે ત્રિવિધ વાયુ વામ; હિંચી હીંચી ડાળ રહી છે.
પડે પુષ્પને ફળ ખરતાંય, વિંધાઇ પંચ સરે રહ્યાં છે.

ભોગ ભોગવે છે પુણ્યવાન ગોપી ગોપ સ્થળ સ્થળે છે.
સર્વ ઉદ્દિપનો ખાનપાન ભોગ વિલાસોએ ભર્યા છે.
અષ્ટ પ્રકાર ભોગ લે આમ આસન સુખ શયન ભરે છે.
ઉર આનંદ આનંદ આમ પરસ્પરે પ્રીતે ઠર્યા છે.
ફરે ફુદડી એમ ભગવાન, વિશ્વ વિલાસ ભર્યું છે.
જ્યાં જુઓ ત્યાં ભગવાન ૐ એ તો નાદ પૂરે છે.
સપ્તશૂરના વિવિધ તાન મેખલા કટી ધમધમે છે.
એતો અકલ સકલ સુખધામ સર્વ સિદ્ધિ યોગ ભરે છે.
સર્વ ઉર અણુ અણુ માંહ્ય, પ્રિય સ્વરૂપ અનુપ એ છે.
ઈંદિરા એ અકલ સુખધામ જ્યોતિ તણી જ્યોતિ રમે છે.

---

# અંતિમ પ્રાર્થના.

### પદ.

જયાકો બેદરટત બ્રહ્મા રટત,
શારદ શેષ મહેશ રટત.
ઝટત સબ મુનિજન નિશદિન ગાવત,
સોહી બ્રહ્મ સનાતન સકલ વસ્તુગત.
ઓત પ્રોત **सोहम सोहम,**
**शिवोहम शिवोहम.** જયાકો૦

જો વન્હિ શશિ રવિ વિદ્યુત તેજ,
જો ગ્રહ ઉપગ્રહ અંતરિક્ષ તેજ.
સોહી આત્મ જ્યોતિ-જ્યોતિ પંચભુત,
પ્રજ્ઞાન આનંદ અકલ અગાધ.
જો સકલરૂપ, જો સર્વ શકિત,
જો નામરૂપ રહિત; ભુકિત મુકિત વૈભવ સકલદાતુ.
સાક્ષીરૂપ આત્મ જ્યોતિ **सोहम सोहम,**
**शिवोहम शिवोहम.**

જો પૃથ્વી પાણી વાયુ વહત,
જો તેજ પુંજ આનંદ શાંતિપ્રદ.
જો સર્વ કર્મ ફળ સુખદ પ્રદાયક,
જો સૃષ્ટિ નિયમ નિગમ વિધાયક.
જો સર્વાન્તર્યામિ સુખ પ્રચારક,
**સોહમ શિવોહમ શિવોહમ.**
જો પંચ પ્રાણ, મન બુદ્ધિ પ્રચાલક,
જો જીવરૂપ, જો શિવરૂપ.
જો મહાતત્વરૂપ અહમ મમત્વ,
જો અખિલ બ્રહ્માંડ પ્રચાલક.
ઇંદિરાનંદ આનંદ દાયક,
**સોહમ સોહમ શિવોહમ શિવોહમ.**




સુરત ચઉટાના પુલ પર આવેલા "શંકર" પ્રીન્ટીંગ પ્રેસમાં,
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપી.

# પ્રકીર્ણ વિષયો.



નીચેના પ્રકીર્ણ વિષયો અમારા કરતાં કોઇ ડોકટર અથવા કોઇ વકીલ કે કોઇ તેવા અનુભવી પુરૂષે લખ્યા હોત તો ઘણું સારૂં. અમોને તે લોકો સહાયક થયા નથી. તેમજ કોઇ ધર્માચાર્ય પણ અમને રસ્તો બતાવનાર મલ્યો નથી. તેથી અમે અમારી મતિ પ્રમાણે લોકકલ્યાણ અર્થે લખ્યું છે. અને તેમાં જે કાંઇ દોષ હોય તે સુધારીને વાંચવો અને અમારી ભુલ ચુકની ક્ષમા કરવી.

## લગ્ન.

આજકાલ વરા વરઘોડામાં હજારો રૂપીઆ ખરચી લગન નામનું એક ધર્તીંગ અથવા તો કંઇ ફારસ જેવું લોકો કરે છે. નથી કન્યાદાન આપનાર સમજતો, નથી ગોર સમજતો, નથી લોક સમજતા કે નથી વરકન્યા સમજતા કે આ શેનુ જોડાણ છે ? શા માટે જોડાનાર છે અને તેમાંથી શું ફળ મેળવવાનું છે. એનો હેતુ શું છે અને કયા નિયમો પાળવાના છે. તે કોઇ જાણતું નથી. કારણકે સર્વ કાંઇ ક્રિયા સંસ્કૃત ભાષામાં થાય છે. લોક વ્યવહારે હાલમાં તો એ ફળ દેખાય છે કે તેનાથી લોક વ્યવહાર સચવાય છે અને પોતાનું ઐશ્વર્ય બતાવી અપાય છે. જેને ઘેર જમવા જઇએ અને મીષ્ટાન્ન અડાવીએ તેને આપણે ઘેર જમાડવા, જેને ચાંલ્લો આપીએ તે આપણને પુનઃ ચાંલ્લો કરે એ લોકવ્યવહાર થયો. અને એક રીતે જાહેર થાય છે કે આ કન્યા આ વરની સાથે ઘર માંડી રહેશે.

હવે ખરૂં શું છે તે અમે સમજાવીએ.

સ્નાતક બ્રહ્મચારિ યુવક વિદ્યાભ્યાસ કરી ગુરૂની આજ્ઞાથી આશ્રમ છોડી દે છે ત્યારે જેની કન્યા મોટી થઇ ગઇ હોય તે તેના માબાપ બ્રહ્મવિવાહ કરી એ સ્નાતકને મનુષ્યનું દાન કરે છે. જુઓ બ્રહ્મવિવાહના લગ્નનો સંકલ્પ.

આ સંકલ્પમાં એવું છે કે અનંત વર્ષ સુધી આ કન્યાદાનવડે કરીને માતાપિતાને સ્વર્ગનું સુખ મળે છે. સદ્દવંશની વૃદ્ધિ થાય એટલા માટે પ્રસન્ન કરેલા વરનું પૂજન કરીને તેને આ કન્યા વેદશાસ્ત્ર વિધિએ અગ્નિ ઇશ્વર સજ્જન સંતજન મહાજન રાજ્યકિય પુરૂષો અને ન્યાતિજનોની સમક્ષ લગનના કોલકરાર અને વચનથી અપાય છે.

હાલમાં શરીરના જોડાણને લગ્ન કહે છે. પણ એ શરીરનું એકલું જોડાણ છે એમ નથી. જન્મોજન્મ મરણ પછી પણ ન છુટે એવું એ જીવની સાથે જીવનું જોડાણ છે. એ જોડાણનું ફળ એ છે કે વંશની વૃદ્ધિ થાય અને મરણ પછી સ્વર્ગનું સુખ ધણીધણીયાણીને પ્રાપ્ત થાય.

કેવળ સંભોગને અર્થેજ આ જોડાણ નથી. અને એ કન્યાને દુહિતા કહેવામાં આવે છે તેનું કારણ એ છે કે સાસરીયાને પણ સ્વર્ગનું સુખ આપે અને પીયરીયાઓને પણ સ્વર્ગનું સુખ આપે છે. ઉત્તમ સંતાનો ઉત્પન્ન કરે એટલા માટે સત્ય સંકલ્પવડે ઇશ્વર વીગેરેને સાક્ષી રાખી લગ્નના વચનો આપવામાં આવે છે. તેમાં પ્રથમ તો એ સરત છે કે અન્ય કોઇ પુરૂષની સાથ હું સંભોગ કરીશ નહિ. તારે પગલે હું ચાલીશ અને સત્ય આચરણવડે કરીને પદેપદે એટલે પગલે પગલે કરીને સાત વ્યાહુતિ જે સપ્ત લોક કહેવાય છે તેનો જય કરતી જઇશ. અને આખરે સ્વર્ગ સુખ લઇ બ્રહ્મમાં મોક્ષ સુખ પામીશ. ઇત્યાદિ ઇત્યાદિ. હમારા કાવ્યાનંદનિધિમાં લગ્ન વિષય અને સપ્ત દી વિષે લખેલું છે તે જોઇ લેવું. ગ્રંથ વિસ્તારભયે વેદ વચનો અને તેના તરજુમા લખ્યા નથી. તે લગ્ન વિધિના પુસ્તકોમાંથી જોઇ લેવા.

વર અને કન્યા એ બંને બાજુના વહેવાઇઓ દાભની શેર ખસતાં સુધીમાં લગ્નને દિવસે અત્યંત સ્વર્ગીય આનંદમાં હોય છે. ત્યારપછી ધીમે ધીમે સ્નેહ ઘટતો જાય છે અને લગ્નના વચનો ભૂલી જવાય છે એવી હાલની પરિસ્થિતિ જોવામાં આવે છે. છોકરી પાછી પીયરમાં ઉછરે છે. પતિને ખડતો મૂકે છે હવે સાસુજી અને સસરાજી કહે છે કે અમારી છોકરી તો હજુ બાળક છે તમારે ત્યાં નહિ મોકલીએ ! હજુ તમે કમાતા થાઓ પછી વાત. અમુક રીત આવી નથી અમુક બાકી રહે છે એમ વાંધાઓ નીકળ્યા કરે છે. એમ કરતાં કદાચ જમાઇ સાસરે તેડવા જાય તો મનાઇ કરે છે. અને બીજી તરફ પેલી કન્યા એકાદ બામટાની સાથે દારૂ પીને વ્યભિચાર કરે છે. એટલા માટે છોકરીના માબાપને શિખામણ એ છે ફોજદારી કાયદાની કલમ-૩૬૬ અ પ્રમાણે છોકરીનો પક્ષ કરી ઘેર રાખે તો તેને મનુષ્ય હરણનો ચાર્જ લાગુ પડી દશ વર્ષ સુધીની કેદ અને દંડની શિક્ષા થાય છે. લગ્નનો દસ્તાવેજ ફાડી નાખવામાં આવે છે. આપેલાં વચનો ઉપર પાણી ફેરવાય છે. હાથી તો દરબારેજ શોભે ? સન્યાસીને કરવડાનું દાન દીધા પછી દાન આપનારને કશું બોલવાનો હક નથી. પછી તે કરવડેવતી સન્યાસી ગાંડ ધુએ, પાણી પીએ કે ગંગાજળ ભરી મહાદેવને ચઢાવે. તેમાં દાન દેનારાનું કાંઇ ચાલી શકે નહિ.

વ્યભિચાર વડે જે કુલટાએ લગનના કોલકરારનો દસ્તાવેજ ફાડી નાંખી આપેલાં સર્વ વચનો ઉપર પાણી ફેરવ્યું છે. તેને પતિના વારસાનો અને પતિના ઘરમાં રહેવાનો તથા તેની માલ મીલકત ભોગવવાનો તેમજ વર્ણશંકર પુત્રને પાળી પોષી પિતા તરીકે માનવાનો હક બીલકુલ નથી. તે સ્ત્રીએ જેની સાથે જારકર્મ કર્યું તેને ત્યાં જઇ રહેવું. અને તે પાલણ પોષણ ન કરે તો કુવામાં પડી યમયાતના ભોગવવી. પશુઓ ઋતુગામી હોય છે. એક ભેંસને જેટલાં છોકરાં થાય છે તેટલી વખતજ તેને ગર્ભાધાન કરવામાં આવે છે. બળદનું કે પાડાનું વીર્ય વૃથા સ્ખલીત ન થતાં સંતાનોત્પતિજ કરે છે પણ તે વૃથા જતું નથી. મનુષ્ય એ દ્વિપાદ પશુ કહેવાય છે. તે એટલો બધો નિર્બળ છે કે તે વારંવાર સંભોગ કર્યા છતાં પણ વાંઝીયા રહે છે. માટે ઇન્દ્રિયો ઉપર અંકુશ નહિ રાખનારા અને વિકલેન્દ્રિયવાળા પુરૂષો પશુ કરતાં પણ નબળા છે.

ઇન્દ્રિય દમન કરવું એટલે દુઃખી થઇ ઇન્દ્રિયોને મારી નાંખવી એવો અર્થ થતો નથી પણ એક જંગલમાંના ઘોડાને કેળવણી આપી જેમ સરકસનો ઘોડો બનાવવામાં આવે છે તે પ્રમાણે ઇન્દ્રિયોને કાબુમાં રાખી ઇચ્છાનુસાર જોરાવર બનાવી બલવાન કરવી એવો અર્થ થાય છે. ખુલ્લાં વાસણમાં ઉકાળેલું પાણી વેપર Vepour થઇને ઉડી જાય છે. અને તેમાં કાંઇ જોર હોતું નથી પણ એજ પાણીને રૂંધી રાખી તેની જેમ જેમ સ્ટીમ બનાવતા જઇએ તેમ તેમ તે વધારે જોરાવર થાય છે અને આગગાડી જેવા મોટા બોજા તાણી જવા સમર્થ થાય છે તે પ્રમાણે વીર્યના નિરોધથી ધણી ધણીયાણીની પ્રેમ ગ્રંથી વધારે મજબુત અને જોરાવર થઇ અનેક જન્મમાં મરણ થાય તો પણ ટૂટી જતી નથી. અને આવી સતીઓને રાજાનો ડાઇવર્સનો કાયદો વૃથા જેવો છે. એ તો દ્વીપાદ પશુઓને જેઓ પુર્નજન્મ માનતા નથી તેવાઓને માટે છે.

સ્ત્રીઓ કહે છે કે અમે કોઇ ચુલાની ચાકરડીઓ નથી. ત્યારે મરદ કહે છે કે હું કાંઇ ઘાંચીનો બળદીયો નથી. ઘાણી પીલી તમને પૈસા આપી દાગીના પહેરાવી વાપરવાની વસ્તુ આણી આપનાર ચાકર નથી.

દરરોજ બે વખત ષડરસ સંપન્ન ભોજન તૈયાર કરી ઉનું જમાડનાર સ્નેહવડે પવિત્રતા રાખી જમાડનાર તો સ્ત્રીજ છે. બુટલેલ સાહેબ નથી. તે તો નાક નસીકેને હાથ ધોયા વગર પાઉની કણક મસળે છે તેનું નૈવેદ્ય દેવને કેવી રીતે ધરાય અને વિશ્વે દેવાને અગ્નિમાં આહુતિ કેમ અપાય ?

અમે એક દ્રષ્ટાંત સાંભળ્યું છે. છોકરાંને વિલાયત વિદ્યાભ્યાસ કરવા માટે પોતાની લાખ રૂપીઆની કમાઇ કટકે કટકે મોકલી પિતાએ ખુવાર કરી હતી. છોકરો તો અભ્યાસને બદલે એક મડમડી સાથે લવમાં પડયો. બાપને પત્ર લખે તેમાં જણાવે કે આટલા રૂ. મોકલજો અમુક પરિક્ષાની તૈયારી કરવાની છે એમ કરી બધી મીલકત ઉડાવી દીધી. અને ભણવાને બદલે કામદેવની શાળામાં ગુપ્ત અભ્યાસ કરવા માંડયો. બાપ રોજ ન્યુસપેપરમાં વાંચે કે પાસ થયામાં છોકરાનું નામ કેમ આવતું નથી આખરે એ મડમડીને લઇને અત્રે આવ્યા. એક ઠેકાણે સંતાડી રાખી. અત્રે છોકરાનો વિવાહ કરીને બાપે પરણાવવાનો આગ્રહ કરવા માંડયો છોકરાએ કહ્યું કે મારે ખર્ચના આટલા હજાર રૂ. આપો નહિ તો હું આ મડમ સાથે લગ્ન કરૂં છું. ન્યાત જાતમાં ફજેતી થાય તેથી બાપે કહ્યું કે આ વિવાહ કરેલી સ્ત્રી સાથે લગ્ન કર અને મડમને છોડી દે આખરે બાપનો પૈસો ખરાબ કરી તેની આબરૂ ધૂળ મેળવી પછી તેનું શું થયું તે કાંઇ અમને ખબર નથી.

આવી તરેહનો અભ્યાસ કરવા કરતાં પોતાના દેશમાંજ રહીને ત્યાં અમેરિકાના જેવી કોલેજો કાઢી ત્યાંના પ્રોફેસરોને અત્રે બોલાવવા એ રાજા મહારાજાઓનું કર્તવ્ય છે. આખરે રૈયતને ફાયદો કરનાર વસ્તુ છે. વિલાયતમાં ગયા એટલે પાર પડયા એમ કાંઇ સમજવું નહિ. અહિંથી આયા લાલીયા, ખારવા અને કુતરાઓ ત્યાં ઘણીએ આવજાવ કર્યા કરે છે તેથી તે કાંઇ વિદ્વાન કહેવાતા નથી. એક છોકરા અને છોકરીએ બાપને નોટીશ આપી કે કાયદાસર હું પુખ્ત ઉમરની થઇ છું એટલે હવે મારા વિવાહ વિષે તમારે કાંઇ પણ બોલવાનો હક વાલી તરીકે રહયો નથી. છોકરાને ભણાવી ગણાવીને ઉછેરી મોટા કર્યો અને સારી નોકરી અપાવી પણ તેનું ફળ તો આવા વિપરીત પરિણામમાં આવ્યું આ પ્રમાણે આધુનિક સંસારનું દીગદર્શન છે.

આ અમારૂં લખાણ લોક કલ્યાણાર્થે છે. કાંઇ ખરાબ સ્ત્રીઓ તો જુજ હશે. તેમ ખરાબ પુરૂષો પણ થોડા હશે. મોટો ભાગ તો પરણેલો હોઇ ઘરમાંડીને રહે છે અને આબરૂ જાળવે છે. પણ એક ખરાબ સ્ત્રી અગર એક ખરાબ પુરૂષ બીજા સેંકડો અજ્ઞાની નાદાન માણસને નઠારો દાખલો અને ઉત્તેજન આપે છે તેને જાગ્રત કરવા કાયદેશર તેમના હક શા શા છે. તેથી વાકેફ કરવા માટે અને સાવધ કરવા માટે આ અમારૂં સદહેતુક લખાણ છે. એમાં અમે કાયદાના બીન વાકેફગાર હોવાથી જે કાંઇ ભૂલ ચૂક હોય તે સુધારી લેવી.

# ખોરાક.

ધર્મ અર્થ કામ અને મોક્ષ મેળવવા કર્તવ્ય કરવાનું સાધન શરીર છે.

**शरीरमांद्य खलुं धर्म साधनम् ॥**

પંચભુતના પરમાણુથી અને વીર્યના રસવડે આ શરીર અને મન બંધાય છે. સાત્વિક ખોરાક લેવામાં આવે તો તે આરોગ્યતા ઉત્પન્ન કરે છે અને રજસ તમો યુકત ખોરાક લેવામાં આવે તો શરીરમાં રોગ પેદા કરી અકાળે મરણ નીપજાવે છે એટલા માટે જો સર્વ સુખ મેળવવું હોય તો ખોરાક ઉત્તમ સ્વચ્છ અને શુદ્ધ આરોગ્યવર્ધક ઉનો ષડરસ સંપન્ન ખાવામાં લેવો. અને તે રાંધી પીરસનાર સ્ત્રી છે. તે કાંઇ ચુલાની ચાકરડી નથી. સ્ત્રીના છ ગુણ કહ્યા છે.

**कार्येषु मंत्री करणेषु दासी स्नेहेषु माता शयनेषु रंभा**
**धर्मेण सहया क्षमया धरित्रि साडगुण्यताया मिह धर्मपत्नी**
**रणकर्ता पिता शत्रु माता च व्यभिचारिर्णी,**
**भार्या रूपवति शत्रु पुत्रो शत्रु रपंडितः**

જે માતા પિતા છોકરાને ઉછેરવામાં તથા ભણાવવા ગણાવવામાં યોગ્ય શિક્ષણ આપતા નથી અને બેદરકાર રહે છે. તેના છોકરાઓ પણ દુર્વ્યસની દુરાચારી અને માતા પિતાને વિષે પ્રીતિ ન રાખનારા અને ઘડપણે સેવા કરવામાં ન ફીકરા નિવડે છે.

# ઈન્દ્રિય નિગ્રહ.

મન ઉપર સહજ કાબુ રાખવાથી સરકસનો ઘોડો જે પ્રમાણે કહ્યાસર રહી રીંગ માસ્તરની સહજ લાકડીની નીશાનીથી તેની ઇચ્છાનુસાર વર્તે છે તે પ્રમાણે મનુષ્યનું મન અંકુશમાં ન રાખ્યું હોય તો જંગલમાં ભટકનારા ઘોડાની માફક અનેક સંકટોમાં ફસાતા મરણને શરણ થાય છે તે પ્રમાણે દારૂ વ્યભિચાર લગન કાયદો, એ વિષયમાં તેના તેના અને ન્યાત જાતના તથા લોક સમુહના નિયમો પાળવાથી મનુષ્ય મહાત્મા જેવો ગણાય છે અને અનેક સંકટોમાંથી બચી જાય છે એટલા માટે કવિ દયારામે કહ્યું છે કે:-

શિક્ષા સ્યાણાને

મુરખને કાંઇ ઉપદેશ થતો નથી તે ગ્રહણ પણ કરતો નથી કહ્યું છે કે:-

**उपदेशो हि मुर्खाणाम् प्रकोपाय न शांतये:**

# આલ્કોહોલ.

આલ્કોહોલ એ જલદમાં જલદ દારૂનું નામ છે. દુનિયામાં સર્વ ધર્મના પ્રશાસન કર્તાઓએ દારૂ પીવાની મનાઇ કરી છે. તે એટલે સુધી કે દારૂ પીનારાને ઉકળતો દારૂ પાઇને જીવ લેવો. એક ટીપું જો આંગળીએ અડકે તો તે આંગળીને કાપી નાંખવી. એટલી બધી મનાઇ છતાં ધર્મના વચન ઉપર પાણી ફેરવી ગુપ્ત રીતે મદ્યપ્રાસન કરવામાં આવે છે. તેનું કારણ એ છે કે આ હળહળ વિષ તુરત વેળા શરીરમાં એક જાતનો બેહદ કૃત્રીમ જોર લાવી સંભોગ સમયે ટકાવ અને સ્ટીમ્યુલંટ (ઉ-તેજક, જાગ્રતિ આપનાર) સ્થંભક કરી મુકે છે. જે પ્રમાણે ઘણું દોડનાર વહેલો થાકે છે. તે પ્રમાણે આ હળહળતું ઝેર શરીરમાં દાખલ કરવાથી અનેક રોગની ઉત્પત્તિ થવાને લાયકનું શરીર બનાવી મુકે છે. અને વીર્યહીન બનાવી ઓજસ વિનાનું મુડદાલ હાડ ચામનું શરીર બનાવી મુકે છે અને દુઃખ દારિદ્રય રોગ, પીડા, પાપ, અધર્મ, વધીને ફજેતી થાય છે. દ્રષ્ટાંત તરીકે ડોકટરો ટીંકચર બનાવે છે. તેમાં વનસ્પતિનો ભુકો કરી એક શીશામાં દારૂ રેડી તેમાં નાંખવામાં આવે છે. અને તેને ગાળી લેવામાં આવે છે. તેનું નામ ટીંકચર એવું કહેવાય છે. જે વસ્તુને દારૂમાં પલાળી તેમાંનું તમામ સત્વ અન્નનાં જેમ મળ બને તેવા થઇ જાય છે. અને સર્વ સત્વ તે ટીંકચરમાં આવે છે. આ ટીંકચર ડોકટરો દરેક દરદીને આપી દેશમાં દારૂ પીનારાઓની સંખ્યામાં દિનપર દિન વધારો કરી વિનાશનું કારણ થઇ પડયા છે. તેમજ નરસીસોમાંથી પણ કેટલીએક સુવાવડમાં સ્ત્રીઓને દારૂ પાઇ સુવાડી મુકે છે. આ પ્રમાણે ૪૦ દિવસ સુવાવડ જ્યારે જ્યારે આવે છે ત્યારે કરવામાં આવે છે. તેથી કરીને પુરૂષ વર્ગ કરતા સ્ત્રીઓને દારૂ પીવાની ટેવ પણ વધારે પડી જાય છે. ગુપ્તેન્દ્રિયોમાં તેને કેટલીક ઔષધીઓ સાથે પોટલીઓ બનાવી મુકવામાં આવે છે તેથી સંકોચન અને ઉત્તેજન આવે છે એમ મનાય છે.

હિન્દુસ્તાનમાં બીડી પીનારા મુર્ખ છે. અફીણ ખાનારા બંધાણીઓ સો ગણા મુર્ખ છે અને તેથી વિદ્વાન તરીકે ગણાતા દારૂ પીનારાઓ હજાર ગણા મુર્ખ છે. કારણકે દારૂની ટેવ એક વખત પડયા પછી તેને દિવસાનુદિવસ વધારેને વધારે જોઇએ છે અને તે ન મળે તો તે મરવા પડયો હોય એવો શીથીલ થઇ જાય છે. જેટલો વખત એ ઝેરી વસ્તુનો અમલ રહે છે એટલો વખત એ જાગ્રતિવાળો રહે છે. એટલા માટે અમે ભલામણ કરીએ છીએ કે

દારૂ પીવાની બદી એ વિષય ઉપર રા. રા. ડૉ. ત્રીભોવનદાસ મોતીચંદ શાહે શારીર અને વૈદકશાસ્ત્ર એ નામનું પુસ્તક લખ્યું છે તેમાં ૮૬૫ મે પાને વિગતથી લખ્યું છે તે જોઇ લેવું.

ધર્માચાર્યો દારૂને પાપ તરીકે કેમ ગણે છે. મહુડાની ગુણુની ગુણો એક જથે વખારમાં પડી રહે છે અને તેને કહોવડાવી કીડા ખદખદે છે. એ કીડાઓને પાણીમાં ઉકાળી તેની વરાળનું પાણી બનાવી જે કાંઇ કીડા અને મહુડાનું ઝેર એ દ્વારા નીકળે છે તેનું નામ દારૂ છે. આ ખદખદતા કીડાનો એક ફરમેન્ટન્ટલીકર કહે છે તેનું પાન ધર્માચાર્યોએ પાપ તરીકે ગણ્યું છે.

ઘણાખરા ખાદ્ય પદાર્થો કહોવડાવી તેનો દારૂ બનાવાય છે. જેવાંકે ખજુર, દ્રાક્ષ, સર્વ જાતના અન્ન વીગેરે વીગેરે. કુલટાઓ બાલયુવક, યુવતી, ને ગુપ્તરીતે સંભોગની ઉશ્કેરણી થવા માટે ચાહમાં દૂધમાં અથવા કાંઇપણ પ્રવાહી પીવાના પદાર્થમાં થોડાં થોડાં ટીપાં દારૂના આપી ટેવ પાડે છે. અને તેને વ્યભિચારમાં લલચાવે છે. એટલા માટે હમે ભેરી નાદે જગતને જાહેર કરીએ છીએ કે બીન ભરોસાદાર માણુસના હાથની ચાહ કોફી દૂધ પીવાં નહિ. અને સાવધ રહેવું.

દારૂ ખૂન વ્યભિચાર ચોરી કરનારાઓ અસંત સાવધગીરીથી છૂપું રાખે છે તેમ છતાં તે સ્વરભંગથી—બોલવાના બખારાથી પગ નબળા પડી જવાથી આંખ મુખ લાલ થવા રૂપ ચીન્હોવડે પાપ આપોઆપ પ્રકટ થઇ જાહેર થાય છે. અને અંતર્યામી તેના અંતરને નિર્બળ કરી અંદર ડંખે છે. તેથી તેની ચોરી પ્રકાશ થઇ જાય છે. દારૂ પીનારા માણસો ગુપ્ત રીતે ચાકરો પાસેથી દારૂ મંગાવે છે તેથી તેઓ ચાકર ચાકરડીના હાથમાં રમકડારૂપ દુઃખદારિદ્રય અને વ્યભિચારવડે પીડાય છે.

## વ્યભિચાર.

વર્તમાનકાળમાં ખરો ધર્મ અને ધર્માચરણનું ડોળ બહારથી ઘાલવામાં આવે છે પણ ધર્મ તો ખરૂં જોતાં વ્યવહારમાં વામીના પંચ પ્રકારનોજ અમલ થાય છે. જોવામાં આવે છે. ત્યાં છે. વામ એટલે ડાબો અથવા અવળો અથવા સ્ત્રી એનું પ્રાધાન્ય જોવામાં આવે છે.

વામ એટલે અવળો અર્થાત્ સૃષ્ટિના નિયમથી અવળી રીતે ચાલનાર અથવા વિપરીત માર્ગે જનાર તેનું નામ પણ વામ માર્ગ છે. અમે જે ઉપર

આ વિષયમાં સતિનો માર્ગ બતાવ્યો છે તે અતિ ઉત્તમ અધિકારીને માટે છે. સામાન્ય મનુષ્યને માટે એટલે જેનામાં ઇન્દ્રિય નિગ્રહ કરવાની શક્તિ નથી. તેનો દાનને બદલે વિવાહ કરવામાં આવે છે. એટલે કે ઘરમાંડી રહેવા માટે એક જાતનું જોડાણ કરવામાં આવે છે. તેને મોક્ષ પર્યંત સ્વર્ગ સુખ મળતું નથી પણ જીવતા સુધી સાથી રહેવાય છે. તેમાં પણ સરકારના કાયદાથી લોક સમુદાયથી અને જનમંડલની નીતિથી વ્યભિચારની તો મનાઇ છેજ. વ્યભિચારનો અર્થ એ છે કે વિ. એટલે વિપરીત અને અભિચાર એટલે આચરણ. સૃષ્ટિ નિયમથી વિરૂદ્ધ આચરણ તેનું નામ વ્યભિચાર છે. સૃષ્ટિ નિયમમાં એવુ છે કે ભૂખ લાગે ત્યારે ખાવું ન ખાય તો માથુ દુઃખે અને નબળો થાય. ઝાઝુ ખાય તો મોરચી થઇ મરી જાય. માટે તેમાં પણ માફક સરજ ખાવાની સૃષ્ટિ હા પાડે છે. નહિ તો તેને સૃષ્ટિ શીક્ષા કરે છે. શુભ કર્મ કરવાથી જનસમુદાય અને રાજાના નિયમથી શિક્ષામાંથી વખતે બચી જવાય છે. પણ સૃષ્ટિ નિયમની શિક્ષા તો અચૂક છેજ. ત્યાં મનુષ્યની છેતરપીંડી કે લુચ્ચાઇ ચાલી શકતી નથી. જેવી રીતે કે વ્યભિચારીને વિસ્ફેટક સીફીલીશ (ચાંદી) પરમીઓ, પ્રદર, ગર્ભસ્થાનનું ખસી જવું અથવા વાંકુ થવું તેમાં ચાંદી થઇ કીડા પડવા, ખંજવાળ કે ગરમી થવી ઇત્યાદિ ઇત્યાદિ વૈદક શાસ્ત્રમાં લખેલા રોગો અને વંધ્યત્વ પ્રાપ્ત થાય છે.

હવે સ્ત્રી ધણીનો વિશ્વાસઘાત કેવી રીતે કરે છે તે દર્શાવીએ.

ધણી તો ઘાંચીના ઘાણીના બળદની પેઠે ફેરાફરી ધન અને ખાનપાનાદિની સામગ્રી ઘરમાં લાવીને મુકે છે પણ તેનો ઉપયોગ કયાં અને કેમ કરવો તે સ્ત્રીના હાથમાં છે. રાંધીને રસોઇ કરી પણ તે કેટલી મુકવી અને શું ન મુકવું તે પીરસનારના હાથમાં છે અને તે પીરસવાની સત્તા સ્ત્રી જાતિને આધિન છે. તેવી રીતેજ ઘરના સર્વ ભોગ્ય પદાર્થો વિષે પણ સમજી લેવું. એક દૃષ્ટાંત આપીએ.

એક શેઠીઓ રૂ અને સોનનો સટો કરતો હતો. પૈસો સારો કમાયો હતો. પણ તેનો આખો દિવસ અને રાત પૈસો મેળવવામાં અને તેનો વિચાર કરવામાં જતાં. સવારના પહોરમાં ચાર વાગ્યાનો ઉઠી શૌચ સ્નાન કરી મંગળાના દર્શન કરવા સૂર્ય ઉદયે તે જતો હતો. અને પ્રાતઃકાલમાં ખડો ચઢાવી તારના અને રૂના ભાવની તપાસ કરી કોલાબે જતો તે બાર વાગે જમવા આવતો. લાડતી લાડલી શેઠાણી તેને પીરસતી અને જમીને સુતો તે

ત્રણ વાગે ઉઠી પાછો જતો તે રાતના અગીઆર વાગે આવતો. ઘરમાં ભટ ભૈયો અને ઘાટી, એ સર્વ શેઠાણી ઉપર હકુમત ચલાવનારા હતા. અને શેઠાણી તેમને ખાન પાન અને પૈસા આપતી. તે સિવાય શેઠાણીને ઘરમાં કંઇ કામ ન હોવાથી દરસન કરવાને મીસે કોઇ કોઇને ખોળી લાવી ઘરમાં ઘાલતી. તે સિવાય શેઠાણીની રાહ જોઇ કેટલાએક બામટાઓ શેઠાણીના ઘર આગળ આંટા માર્યાજ કરતા હતા. શેઠ મરણને શરણ થયા ત્યાંસુધી સદ્દા અને તાર વાંચ્યાજ કર્યા આખરે શેઠાણી વિધવા બની તેના લાખો રૂપીઆની માલીક થઇ અને તે તેણીએ એક પસંદ કરેલો ભૈયો હતો તેને લાખો રૂપીઆનો વારસો આપી મરણ પામી. આ આઠ રૂ. નો ભૈયો લખપતી થયો અને મોટા મોટા માળાઓ બંધાવી નાણાઓ ધિરવા માંડયા આવી પરિસ્થિતિ લગ્નની ઘણેખરે ઠેકાણે જણાય છે એવું અનુમાન થાય છે.

કન્યા મોટી ઉંમરે પરણે છે. તે કન્યાદાન નથી પણ ગોઘાદાન છે. બાળપણે લગ્ન કરવામાં આવે છે તેમાં પણ ઘણી ખામીઓ જોવામાં આવે છે તેમ છતાં માતાપિતાએ પસંદ કરી કન્યાની અનુમતિએ જે જોડાણ કરવામાં આવે છે તે એક રીતે ઠીક છે. આપત્તિધર્મ માટે नष्टे मृते प्रवजीते क्लीबेश्च पतिते पतौं पंचस्त स्वापतसु नारीणाम पतिरन्यो विधिरते આ વિપતિધર્મ શાસ્ત્રકારોએ સ્ત્રીઓનો કહ્યો છે.

પતિ रन्येनो અર્થ એ કે તેને રળનાર ખપનાર કોઇ ન હોય તો પાલન કરનાર તરીકે એક રાખેલો માણસ રાખવા શાસ્ત્ર આજ્ઞા આપે છે પણ તેનું નામ કંઇ લગ્ન કહેવાતું નથી. લગ્નનું જોડાણ તો એકવાર જેની સાથે લગ્ન થયું તે મરણ થતાં પણ ભુંસાઇ જતું નથી.

સ્ત્રીઓની હિમાયત કરનારા મનુષ્યો આજકાલ સ્ત્રીઓને ખુબ ચડાવી રહેલા છે. અને પાશ્ચામાત્ય લોકોના કાયદાઓ પણ ઇશ્વર અને પુર્નજન્મને કોરે મુકનારા છે. દુનિયાદારીના જેટલાં જોખમી અને મોટાં કામ તથા દ્રવ્યનો સદુપયોગ અને જેના ધંધામાં ખલેલ થવાથી આખું ઘર ભાંગી પડે તે મરદોજ છે. સ્ત્રીઓ નથી. ૧૬થી માંડી ૪૫ વર્ષની વય સુધી સ્ત્રીઓ બબ્બે વર્ષે એક છોકરૂં જણે છે. અને તેમાં એક વર્ષ સુધી છોકરાને ધવડાવવું. ગર્ભની વેદના સુવાવડ ઇત્યાદિથી તે મોટાં કામ કરવાને અસમર્થ થાય છે. કદાચને એકાદ સ્ત્રી એમ–ડી. નો ઓધ્ધો ભોગવતી હશે. લાખો રૂપીઆ પાસે હશે ને વેપાર ચલાવતી હશે તો પણ એક સ્ત્રીવડે કરીને આખી તે

જાતી મરદ કરતાં વિશેષ બાહોશ છે એમ ગણાય નહિ. એને મુકાબલે કોનું પલ્લું ઉંચુ નીચુ તોળવામાં જાય છે તે સજ્જનોએ વિચારી લેવું. ઘરકામ અને રાંધવું તથા છોકરાં ધવડાવવાં અને ઉછેરવાં છોકરાંના મળમુત્ર કાઢવાં એઠવાડ કહાડવો અને પથારી પાથરવી એ કાંઇ મરદના કામ નથી એ તો સ્ત્રીઓનું જ કર્તવ્ય છે.

વાસી ધાન ખાનારા અને માંસનો આહાર કરનારા ષડરસ ઉનું ભોજન રોજ બે વખત પામતા નથી. તેઓ તો વરસેક દહાડાના સડેલા માંસ ખુમલા બે ચાર મહિનાના પાઉબીસકીટ વાસી કડતા રહે છે. અને ગાંડ ધોયા વગર મહિનાના મહિના નાહ્યા વગર ચલાવે છે. દેશાટન માટે અને વિદ્યા સંપાદન કરવા માટે આચાર વિચાર જોવાના નથી. દેશાટનની કોઇ શાસ્ત્રમાં મનાઇ નથી અને દેશકાળને અનુસરીને આપત્તિધર્મ પાળી વિદ્યાભ્યાસ તથા વ્યાપાર કરવા માટે જવું. એ કાંઇ સનાતનધર્મ નિત્યનો નથી.



જે કાયદાઓ ઇશ્વરને અને પુનર્જન્મને માનતા નથી. તે કાયદાઓ ધર્મની મર્યાદામાં નથી. માત્ર જોરાવર સત્તા ધારી ટોળકીઓના કાયદાઓ આટેના તે કાંઇ ત્રિકાળથી અબાધિત નથી. જન્મ નથી તો પેદા ક્યાંથી થયો? અને વર્તમાનકાળમાં આવ્યો પણ ક્યાંથી? વર્તમાનમાં મરી ગયો તો ગયો ક્યાં? વાયુ વૃષ્ટિ વિદ્યુત સૂર્ય મંડલ પોતાના ગ્રહ ઉપગ્રહો સાથે અંતરિક્ષમાં અને આકાશમાં અધરના અધર ગુરૂત્વાકર્ષણ ધારણ કરી ફરે છે તેને કઇ આધાર શકિત ફેરવે છે. કયું મહાબલ નિયમસર ચક્રાકારમાં તેને ફેરવે છે. એ કોઇ અનિશ્વરવાદી અમને સમજાવશે? અને કર્તા વિના સુવ્ય-વસ્થિત રીતે જગતનો મહાન કાર્યક્રમ ચાલ્યો જાય છે તે સહેતુક યથાક્રમે અચુક કાર્ય કરતો ચાલ્યો જાય છે અને કદાપી નિષ્ફળ નિવડતો નથી તે કઇ શકિત તે કોઇ સમજાવશે? અગ્નીની જવાલાનો ધર્મ ઉચે ગતિ કરવાનો છે. સૂર્ય જલનિધિને ખેંચી રહયો છે. પર્વતના પેટામાં વન્હી સળગી રહયો છે. અમેરિકાનો ભુ કંપ જાપાનનો ધરતીકંપ, ગુજરાતની વર્તમાન વર્ષમાં આવેલી મહાન રેલ ઇત્યાદિ કર્મો કઇ સત્તાને આધારે થયાં છે તે કોઇ જણાવશે. હિંદુસ્તાનમાં મોટી ગણાતી બી. બી. સી. આઇ રેલ્વેના પાટા અને મોટાં ગરનાળા પાડી નાખી તે ઉપરના મોટા વજનદાર પથરોને દૂર ફેંકી દેનાર શકિત તે કોની છે? તે કોઇ સમજાવશે બરાકે?

આ પ્રમાણે કુદરતની અબાધિત શકિત જગતમાં પરમસત્યને દર્શાવે છે છે અને તેને મનુષ્યકૃત કાયદા અને વ્યવસ્થાના ડોળડમાકરૂપ ભપકો જરા પણ પસંદ નથી. અર્થાત્ તે સ્વીકાર્ય નથી એમ કેટલાકને માનવાને કારણ મળે છે. તેથી જે કાયદામાં આદિ મધ્ય અને અંતમાં ઇશ્વરનું નામ છે. અને ઇશ્વરને જાણીને રચાયા છે તનેજ ધાર્મિક વૃત્તિના માણસો વિશેષ માન આપે છે. અને તે અલ્પાયુ મનુષ્યની અલ્પશકિત અને ટુંકી દ્રષ્ટિના નથી એમ મનાય છે તેથી અમે મનુસ્મૃતિને માન આપી તે કાયદાઓ નીચે ટાંકીએ છીએ. વર્તમાન સુધારાના સમયમાં તે ઘણાને અપ્રાસાંગીક જણાશે પરંતુ જેમ દરદનું પ્રમાણ વધતાં અને આખરે કષ્ટ સાધ્યમાંથી અસાધ્યની કક્ષાએ જતાંજ કુશળ વૈદ્યને જેમ મહાન ઉપાયોની જરૂર પડે છે તેજ નિયમે વર્તમાન સુધારાની ખોટી છાય નીચે જે સમાજમાં હદ બહારનો સડો પેઠેલો છે તેને દૂર કરવા અને પુનઃ પ્રગતિ માર્ગમાં આગળ વધી સુખની ઉષાના દર્શન કરવા જ્યારે ત્યારે પણ એ પૂર્વ રચિત નીયમોને સ્વીકાર્યા વિના કોઇનો છુટકો થવાનો નથી તે નથીજ. વર્તમાન સમયમાં તો હાલ જ્યાં ત્યાં કજીયા, કંકાસ, ખુન, વ્યભિચાર આદિ પુષ્કળ પ્રમાણમાં ફેલાઇ

ગયલાં જોવામાં આવે છે. અને પુરાવાના અભાવે અથવા સરળ હૃદયના માણસો પાપીઓની આંટી ગુંટીની રીત ભાતથી અજાણ્યા હોવાથી તેમાં સહસા ફસાઇ પડે છે અને એવા ખંધા પાપીઓને કાયદાના સંરક્ષણની છાયા મળતી રહે છે એટલે આ વિપરીત ભાવની વૃદ્ધિ થતી જાય છે. કાયદાનો અર્થ પણ ન્યાયાધીશની બુદ્ધિ અનુસાર અનુકૂળ પ્રતિકૂળ થઇ શકે છે એટલે પૂર્વનો માર્ગ સ્વીકારી તેને આચારમાં મૂકવાથીજ સુખ શાંતિ સ્થપાશે એવું ઘણાઓનું તો માનવું છે અને તેથી અમે મનુસ્મૃતિને પ્રમાણ ભૂત ગણી તેના કેટલાક શ્લોકોને નીચે ટાંકયા છે.

सुरा पीत्वा द्विजो मोहादग्निवर्णा सुरां पिबेत
तया स काये निर्दग्धे मुच्यते किल्बिषात्तत

मनुस्मृति अ. ११–९०

જે બ્રાહ્મણ મોહથી સુરાનું પાન કરે તેણે અગ્નિ વર્ણી સુરાનું પાન કરવું. જેનાથી શરીર નિર્દગ્ધ થતાં તે પાપમાથી છૂટે છે.

सुरा पान काम कृते ज्वलन्ती तां विनिक्षिपेत
मुखे तया स निर्दग्धो मृतः शुद्धिमवाप्नुयात

ઇચ્છાથી સુરાપાન કરવામાં આવ્યું હોય તો તે ઉકળતી સુરા મુખમાં નાખવી. જેનાથી બળી ગયલો અને મરણ પામેલો તે, એ પાપમાંથી છૂટે છે.

ब्राह्मणी सुरापी भवति न तां देवाः पतिलोक नयन्ती
इ हैव साभ्रमति क्षीणपुण्या लोके प्रेत्ये वाप्सु च जलभुग्भवति

એટલે બ્રાહ્મણી જો સુરા પાન કરે તો દેવો તેને પતિલોકમાં લઇ જતા નથી. તે આ લોકમાંજ અભાગણી બનીને ભમે છે અને મરણ પામ્યા પછી જળમાં જલચર જાતી બનીને જલ ઉપર આજીવિકાવાળી થાય છે.

यक्ष रक्षः पिशाचान्न मद्य मांसं सुरासवम
तद्ब्राह्मणेन नात्तव्यं देवा नामश्नता हवि

મનુસ્મૃતિ અ. ૧૧–૯૫

મદ્ય માંસ સુરા અને આસવ એ પદાર્થો યક્ષ રાક્ષસ અને પીશાચોનું અન્ન છે માટે દેવ સંબધી હવિષનું ભક્ષણ કરનારા બ્રાહ્મણે તે પદાર્થો ખાવા પીવા નહીં.

विप्रदुष्टां स्त्रियं भर्ता निरुंध्या देक वेश्मनी
यत्पुसः परदारेषु तच्चनां चारयेद्वृतम

મનુસ્મૃતિ અ. ૧૧ શ્લોક ૧૭૬

વ્યભિચાર દોષવાળી સ્ત્રીને તેના પતિએ એક મકાનમાં રોકી રાખવી. પરસ્ત્રી ગમન કરનાર પુરૂષે જે પ્રાયશ્ચિત કરવાનું છે તે પ્રાયશ્ચિત તેની પાસે

કરાવવું એક મકાનમાં રોકી રાખી બહાર જવા ન દેતાં તેના હાથમાં કશો અધિકાર પણ રહેવા દેવો નહિ.

असंख्या मूर्त्तयस्तस्य निष्पतन्ति शरीरतः
उच्चावचानि भूतानि सततं चेष्टयन्ति याः ॥

मनस्मृति १२-१५

તે પરમાત્માના શરીરમાંથી (સ્વરૂપમાંથી) અસંખ્ય મૂર્તિઓ (જીવો) નીકળે છે કે જે મૂર્તિઓ ઉંચા નીચા સર્વ પ્રાણીઓને સર્વદા ચેષ્ટા કરાવે છે.

તે પરમાત્માની અસંખ્ય મૂર્તિઓ એટલે જીવો કે જે ઉપર ક્ષેત્રજ્ઞ શબ્દથી કહેલા છે તથા લીંગ શરીરથી અવિચ્છિન્ન છે તેઓ વેદાન્તમાં કહ્યા પ્રમાણે જેમ અગ્નિમાંથી તણખાઓ નીકળે છે તેમ નીકળે છે અને તેઓ દેવ મનુષ્યાદિરૂપે પરીણામ પામેલાં સર્વ પ્રાણીઓને સર્વદા કર્મોમાં પ્રેરે છે.

व्यभिचारातु भर्तुः स्त्रीलोके प्राप्नोति निंद्यताम्
शृगाल योनिं प्राप्नोति पापरोगैश्च पीडयते

मनुस्मृति अ-०५ श्लोक १३४.

વ્યભિચાર કરવાથી સ્ત્રી, લોકમાં નિંદા પામે છે. મરણ પછી શીયાળની જાતિમાં અવતરે છે. અને પાપ રોગોથી પીડાય છે. પર પુરૂષના સંસર્ગથી સ્ત્રી આ લોકમાં અપકીર્તિનું પાત્ર થાય છે મરણ પછી સારી ગતિ કે સારો અવતાર પામતી નથી. પણ શિયાળ જેવી નિંદ્ય જાતિમાં અવતાર ધારણ કરે છે. અને કદાચ મનુષ્યાવતાર મળે છે તો પણ કોઢ જેવા દુઃખદ તથા લોક તિરસ્કૃત નિંદ્ય રોગોથી હેરાન થાય છે.

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने
रक्षन्ति स्थविरे पुत्रा न स्त्री स्वातंत्र्य मर्हतिः

मनुस्मृति अ.-९-३.

कृतं त्रेतायुगं चैवं द्वापरं कलि रेवच
राज्ञो वृतानी सर्वाणी राजाहि युग मुच्यते

मनुस्मृति अ.-९. ३०१

સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ એ ચારે યુગો રાજાના આચરણ પ્રમાણે થાય છે તેથી રાજા એજ યુગ કહેવાય છે.

### કન્યાને દુષિત કરનાર સ્ત્રી માટે શીક્ષા

यातु कन्यां प्रकुर्यात्स्त्री सा सद्यो मौण्डय मर्हति
अङ्गुल्योरेव वा छेदं खरेणो द्वहनं तथा

મનુસ્મૃતિ અધ્યાય ૮ શ્લોક ૩૭૦

જે સ્ત્રી અંગુલિ પ્રવેશથી કન્યાને દુષિત કરે તે સ્ત્રીના મસ્તક ઉપર મુંડન કરાવવું જોઇએ. અથવા તેની બંને આંગળીઓ કાપવી જોઇએ. અથવા તેને ગધેડા ઉપર બેસાડી ફેરવવી જોઇએ.

વ્યભિચારીના અંગનું છેદન કરવું. નાક કાપવું.

**परदारा भिमर्षेषु प्रवृत्ता नृन्महीपतिः**
**उद्वेजन करे दंण्डे श्छिन्नयित्वा प्रवासयेत्**

મનુસ્મૃતિ અધ્યાય ૮ ૩૫૨

રાજાએ પર સ્ત્રી ગમનમાં પ્રવૃત્તિ કરનાર લોકોને ઉદ્વેગ કરનારા દંડોથી અંગચ્છેદ કરી દેશમાંથી દુર કરવાં અને નાક કાપવું.

આ અર્થ સ્ત્રી પુરૂષ બંનેને લાગુ પડે છે.

પારના સ્ત્રીના કે કુટણખાનાના ઘરમાં પેઠા વગર વ્યભિચાર થઇ શકતો નથી. તેથી તેના ઉપર ફોજદારી કાયદાની કલમ ૪૫૧ મુજબ કેદની (મજુરી સાથે) અને દંડની શિક્ષા થાય છે. તેમજ સતિ સ્ત્રીને પતિ સેવાને લીધે પૂર્ણ વિશ્વાસને પાત્ર અને લગ્નના વચનોને વળગી રહેવાથી સ્ત્રીઓને જે પતિના પુણ્યનો અર્ધો હીસ્સો મળે છે તે મળતો નથી. તેમજ સ્વર્ગીય સુખ પણ મળતું નથી. ચંદ્ર સુર્ય તપે છે ત્યાં સુધી જ્યોતિર્મય દેહ જે દીર્ધાયુ ભોગવે છે. તેને બદલે જેની સાથે વ્યભિચાર કર્યો તેના પેરે અલ્પાયુ પ્રાણીનો જન્મ લેવો પડે છે. જેવી તરેહથી કે ભેંસ પાડા બકરાં લગનના વિધિ વગરના અને કોલ કરાર કર્યા વગરના પુત્ર સુખ વિનાના હોય છે તેવાઓને પેટે તેનો જન્મ થાય છે.

જેઓ સ્ત્રીઓની હિમાયત કરનારા છે તેઓને સુચના કરવાની કે તેમણે શિવગીતા વાંચી જોવી. તેમાં પુરૂષ કરતાં સ્ત્રીના અવયવોની રચના નિર્બલ કરી છે. અને તેથી તે પુરૂષની બરોબરી સર્વાંશે કરી શકે તેમ નથી. તેમજ મસ્તિકનું વજન પણ સ્ત્રીઓનું પુરૂષ કરતાં ઓછું થાય છે.

અંતે હવે અમે પ્રજ્ઞાન આનંદ સત્ય ચિન્મય, જ્યોતિર્મય, દ્રષ્ટા, સાક્ષી, સર્વગત વિભુ અંતર્યામિ અંતર પ્રેરક સર્વ શકિત ભકત ઉદ્ધારક દીનપ્રતિપાલ પૂજન યજનના સ્વીકારનાર અને ફળ આપનાર જે અનંત અદ્‌ભુત શકિત છે. અપ્રતિહત બલ જેમાં છે અને જે પંચમહાભુતની સાથે ક્રિડા કરી આનંદ લે છે. એવાને નમન કરી આ ગ્રંથની અંતિમ પ્રાર્થના કરીએ છીએ તે પ્રભુ કહેવા છે તે કોઇ જાણી અને દેખી શકતું નથી એટલા માટે તે જેવા છે તેવાને અમારૂં નમન ભગવદ્‌ગીતાના ૧૧માં અધ્યાયમાં અર્જુને ગભરાઇને અને ચકિત થઇને કર્યું છે તે પ્રમાણે અમે પણ તેમને નમસ્કાર સીવાય કંઇ કરી શકવા નથી અને નામ્મોચ્ચાર વિના બીજું બોલી શકતા નથી. इति ॐ शांति.

આ ગ્રંથકર્તાનાં બીજાં પુસ્તકો.

# શ્રી પાતંજલ યોગસૂત્ર.

યોગનો સર્વોપરી ગ્રંથ ભગવાન પાતંજલિકૃત સૂત્ર અને તેની હરેકને સમજ પડે તેવી વિસ્તાર યુક્ત ગુજરાતી ટીકા સાથે આ પુસ્તક હાલમાંજ બહાર પડયું છે. આ પુસ્તકમાં વિશેષ કરીને વર્તમાન સાયન્સ—વેદ શાસ્ત્ર પુરાણ અને પદાર્થ વિદ્યા તથા લૌકિક દ્રષ્ટાંતો વીગેરે આપી તેની લોકપ્રિયતા વધારી છે. મૂલ્ય રૂ. એક ટપાલ ખર્ચ જુદું.

રૂદ્રાધ્યાય ક્લીષ્ટ અને ત્રકટ અર્થ નહિ કરતાં રસમય રૂદ્રનું દર્શન કરાવી વસ્તુસાક્ષાત્કાર કરાવનાર અને અનુષ્ઠાન કરવાની પદ્ધતિ દર્શાવી મનવાંછિત ફળ આપનાર સરળ ભાષામાં ગાન અને કાવ્ય તેમ ગદ્ય સહિત આનંદ આપનાર અદ્ભુત પુસ્તક કિંમત રૂા. ૦।૮

કાવ્યાનંદનિધી ભાગ પહેલો મુખ્યત્વે શાંત અને વીર રસના કાવ્યો અને યુરોપીય પ્રચંડ યુદ્ધ આદીના કાવ્યોથી આ ગ્રંથ ભરપુર છે. કાવ્યના શોખીનોએ જરૂર ખરીદ કરવા લાયક છે. કિંમત રૂા એક.

કાવ્યાનંદનિધી ભાગ બીજો. વિવિધ રાગોમાં ઇશ્વરની પ્રાર્થના, શૃંગાર રસ, ભોળા ભીમદેવની ઇશ્વર સ્તુતિ, હાસરકાવ્ય (વીર રસમય), રામચરિત્ર નાટ્ય લહરી, નાયિકા લહરી (પદ્મની ચિત્રિણી આદિ) શૃંગાર લહરી, વિપ્રલંભ યુરોપીય પ્રચંડ યુદ્ધ લહરી. આદી ભક્તિના પ્રેમના, વીરરસના, નીતિના કાવ્યોથી ભરપુર આ પુસ્તક થયું છે. કાવ્યરસિક જનોએ વિવિધ રસમય કાવ્યની ચમત્કૃતિ જોવા માટે આ પુસ્તક અવશ્ય વાંચવા લાયક છે. કિંમત રૂા. એક

કાવ્યાનંદનિધિ ભાગ ત્રીજો (છપાય છે) કિંમત રૂા. એક

# બ્રહ્મસૂત્ર અથવા વેદાંત દર્શન.

પ્રત્યેક સૂત્રોના મૂળ તથા અર્થ અને તે ઉપર વિસ્તારયુક્ત વિવેચનથી આ ગ્રંથ ભરપુર છે. આધુનિક નાસ્તિકવાદીની શંકાઓનું સમાધાન કરવા પ્રયત્ન કર્યો છે. ધર્મજીજ્ઞાસુએ વાંચવા વિચારવા તથા મનન કરવા યોગ્ય છે. ભાષા સર્વને સમજાય તેવી સરળ રાખી છે. આ પુસ્તક લાયબ્રેરીમાં રાખવા તથા ઇનામ તરીકે આપવા અને સન્યાસી સાધુ ગરીબ જીજ્ઞાસુ બ્રાહ્મણો ઇત્યાદિમાં ધર્મની પ્રેરણા થવા ઉદારચિત ગૃહસ્થોએ ખરીદ કરી ભેટ આપવા યોગ્ય છે. પુર્નજન્મ; દેવયાનમાર્ગ, ઇત્યાદિ વિષયમાં ધર્મપ્રવૃત્તિ કરાવનાર આ પુસ્તક છે. ૬૬ ડેમી આઠ પેજી લગભગ ૫૦ ફોર્મ ઉપર.

કિંમત રૂા. પાંચ. પાકું પુંઠું. પોષ્ટેજ જુદું.

બહારગામ માટે એજંટો જોઇએ છે.

ઇંદિરાનંદ લલિતાનંદ પંડિત. નાગરફળીયા, સુરત.

વિશ્વજ્યોતિ કાર્યાલય, ભાગાતળાવ સુરત.